ખિલાફત વાંચનમાળા નં. ૯



# ઇસલામી દુનિયા

અને

# મસઅલયે ખિલાફત.

લેખક —

મવલાના સૈયદ સુલેમાન નદવી સાહેબ.

—

પ્રગટ કરનાર

ધી સેન્ટ્રલ ખિલાફત કમીટી ઑફ ઈન્ડીયા મુમ્બઈ.

[illegible]

[illegible] પહેલી [illegible]

સન ૧૯૨૨ [illegible]

- -

કિંમત આઠ આના.

# એક ખુલાસો.

આજ કાલ આપણા હીંદમાં ખિલાફતના મસઅલાએ જે આલમગીર ચાલ ઉભી કરી છે તેને દાબી દેવા દુશ્મનો તરફથી તરેહવાર વાતો ઉરાડવામાં આવે છે, જુદા જુદા કપટ તંત્રો રચાય છે, હીંદી આગેવાનો અને મઝહબી પેશવાઓને કેદમાં સપડાવી પ્રજા બાપડીને ડાયરશાહીનો દોરદમામ દેખાડી, ધમકાવી, ડરાવી નોકરશાહી પોતાના કપટ તંત્રમાં ફાવી જઈ શાંત-વાતાવરણ ફેલાવવા મથી રહી છે.

"ખિલાફતના સવાલ માટે અન્ય દેશોમાં કોઈપણ પ્રકારની હીલચાલ થતી નથી, એનો માત્ર હીંદુસ્તાનના કેટલાક બળવાખોરોએ એ સવાલને પોતાનું હથિયાર બનાવ્યું છે," પરંતુ ઈ. સ. ૧૯૨૦ માં હીંદુસ્થાનથી રઈસુલ અહરાર મૉવલાના **મુહમદઅલી** સાહેબની સરદારી હેઠળ યૂરોપ ગયેલા પહેલા ડેપ્યુટેશનમાં મૉલાના **સૈયદ સુલયમાન નુદવી** સાહેબ પણ હતા, જેમણે યૂરોપથી પાછા આવી શાહજહાનપુર ખિલાફત કોન્ફરન્સના પ્રમુખપદેથી યૂરોપ અને એશિયાના જુદી જુદી ભાષાના વર્તમાનપત્રો અને જુદા જુદા દેશોના પ્રતિનિધિ મંડળોદ્વારા ઈસ્લામી દુનિયા વિષે મેળવેલી હકીકત જાહેર કરી નોકરશાહીની નેમને ઉંધા વાળી હતી. એ ભાષણ પાછળથી "દુનિયાએ ઇસ્લામ ઓર મસઅલયે ખિલાફત" એ નામથી ઉર્દુ ભાષામાં પુસ્તક રૂપે પ્રગટ થયું જેનું મી. **બદ્ર નિઝામી-રાહતી** એ કરેલું ગુજરાતી ભાષાંતર આજે વાંચકોની ખિદમતમાં અમે રજુ કરીયે છીયે.

ધી સેન્ટ્રલ ખિલાફત કમીટી ઓફ ઈન્ડીયાએ ખિલાફતની ચળવળથી ગુજરાતના મુસલમાન, હીંદુ વગેરે ભાઈયો સંપૂર્ણ રીતે વાકિફ થાય એટલા માટે ખિલાફતની લડતને લગતા ઉર્દુ, અંગ્રેજી, અરબી વગેરે ભાષાના પુસ્તકો ગુજરાતી પોષાકમાં રજુ કરવાનું કામ હાથ ધર્યું છે અને આ પહેલું પુસ્તક રજુ કરતાં અમને ઘણોજ આનંદ થાય છે. અન્ય પુસ્તકોના ભાષાંતરો વળી [illegible] ઇન્શાઅલ્લાહ પ્રગટ કરવામાં આવશે.

આવા પુસ્તકો દરેક ઇસ્લામીઓએ પોતા પાસે રા[illegible] ધનવાનોએ વધુ સંખ્યામાં ખરીદી ગરીબ મુસલમાનોમાં [illegible] જેથી ગરીબ અમીર સૌ કોઈ આપણી પવિત્ર લડતના ખરા કારણોને [illegible] સકે તેમજ ખરી બીનાથી વાકેફ થઈ ખરી કુરબાની આપવા તૈ[યાર] થાય. ( આમીન. )

અમને સંપૂર્ણ આશા છે કે અમારો આ સાહસ ખચિત ફતેહમંદ [થશે] અને એમ થતાં ઇસ્લામની ખરી સેવા બજાવેલી ગણાશે. ખુદાપાક [સૌને] સીધે માર્ગે દોરે. આમીન.

તા૦ ૧૫ ઝિલહજજ.
સ. હી. ૧૩૪૦
ધી સેન્ટ્રલ ખિલાફત કમીટી
ઓફ ઇન્ડીયા ઓફીસ.
સેન્ડહર્સ્ટ રોડ, સુલ્તાન
મેન્શન, મુંબઈ. ૯

આપનો ભાઈ.
**અહમદ હાજી સીદીક ખત્રી,**
ખાદીમે ખિલાફત.

# બે બોલ.

بسم اللہ الرحمن الرحیم

الحمد للہ مالک السموات والارضین والصلوٰۃ والسلام علی امام المرسلین والہ ائمۃ الدین وخلفائہ الراشدین۔

---

વ્હાલા ઇસ્લામી ભાઇયો! આજે આપે મ્હને પ્રમુખ તરીકેની સેવા બજાવવા માટે ચુંટી કાઢ્યો છે એ માટે હું આપનો ઘણો આભારી છું. જો કે મેં મારી બે વર્ષની માંદગી અને કમ તાકતીને કારણે હંમેશ આવા પ્રકારની સેવાઓથી વેગળા રહેવાનું ઉચિત્ ધાર્યું અને તે માટે હંમેશ કોશિષ કરતો રહ્યો; પરંતુ આપ ભાઇયોએ ઇસ્લામી દુનિયા અને ખિલાફતના મસઅલા વિષે મારા તૂટ્યા ફૂટ્યા વિચારો જાણવા માટે ખ્વાહિશ દેખાડી એટલે યુરોપની મુસાફરીમાં એ વિષે મને જે જે અનુભવ થયો તથા જે કાંઇ જાણવા મળ્યું તે આપ ભાઇયોની સ્હામે રજુ કરી દેવું એ મ્હારી ફરજ છે.

ખરી બીના તો એ છે કે ખિલાફતના મસઅલા વિષે દરેક પ્રકારે ખુલાસાઓ કરાયા છે, પણ હું ઇસ્લામી દુનિયામાં ખિલાફતના સવાલ વિષે કેવી માન્યતા છે એ રજુ કરવા ચાહું છું અને એ વાત અત્યંત જરૂરી છતાં આજ સુધી એ વિષે કાંઇ ખુલાસો કરાયો નથી.

આપણા પક્ષના વિરોધીઓ આપણી ચળવળની વિરૂદ્ધતા કરતી વખતે ઘણાજ ભારપૂર્વક જે દલીલ રજુ કરે છે તે એજ કે જો ખિલાફતનો સવાલ ઇસ્લામનો મઝહબી સવાલ છે તો પછી અન્ય ઇસ્લામી દેશોના મુસલમાનો કેમ ચળવળમાં જોડાતા નથી અને કેમ છાના માના બેસી રહ્યા છે?

પરંતુ સત્ય તો એ છે કે જગતની ખબરો મળવાના બધા સાધનો આજે એ લોકોના હાથમાં છે જેમની સ્હામે આ મઝહબી લડાઇમાં મુકાબલો કરવાનો છે. રયુટરનો "ઇલ્હામ" અને ટાઇમ્સની "વહી" આ વિષે તદ્દન ખામોશ છે અને ખામોશજ રહેશે. અન્ય ઇસ્લામી દેશોની ખરી સ્થિતિ કે જે અમારી ઐક્યતાને વધુને વધુ પોષે અને ખિલાફતની પવિત્ર મઝહબી ચળવળને ઉત્તેજન અર્પે, અને જે વડે અમે અમારા શત્રુ યુરોપની નીચ કોશિષોને [illegible]શકિયે, એનો એહવાલ યરોપી સલ્તનતો અમારા સુધી શા માટે [illegible] દે?

હીંદી ખિલાફત ડેપ્યુટેશને જે સેવાઓ બજાવી છે એમાં સૌથી મહત્વની સેવા હું તો એને ગણું છું કે તેણે દુનિયાના અન્ય ઇસ્લામીઓ સાથે હીંદી ઇસ્લામીયોનો સંબંધ નવેસરથી સાંધ્યો અને ખિલાફતની આવાજ ઇસ્લામી જગતના દરેક ભાગમાં પહોંચાડી દીધી. ગત્ મહાયુદ્ધના ધાર્યા વિરૂદ્ધના પરિણામોને કારણે ઇસ્લામી જગત્ યૂરોપના બદગરોની બાજીથી અંજાઈ ગયું હતું, પણ ખિલાફત ડેપ્યુટેશને ભાષણો, મુલાકાતો, સંદેશાઓ અને હીંમત ભર્યા વર્તન વડે તે જાદુઇ અસરને નાબુદ કરી ઇસ્લામી દુનિયામાં ફેલાયલી નિરાશાને આશામાં ફેરવી નાંખી અને ઇસ્લામી હીંદની બહાદુરીથી આખી દુનિયાના ઇસ્લામીઓમાં શૂરાતન નવેસરથી ઉભરા કરી મૂક્યો.

વ્હાલા બંધુઓ! તમારામાંથી પણ કેટલાક ભાઇયો ઇસ્લામી જગત્ ઉપર પથરાયલા અંધકારથી ડરી જઈ નિરાશ બની ગયા છે અને માની બેઠા છે કે હવે ઇસ્લામી સૂર્યમાં નવો પ્રકાશ ઉભરા થઇ સકશે નહીં; પરંતુ " લા તકનતૂ મિર્રહમતિ-લ્લાહ " ના આશા ન તજવાના ખુદાઈ ઉપદેશ ઉપર ઇમાન લાવનારાઓ! યાદ રાખો કે તમે ભુલાવામાં પડયા છો, તમારી આગળ એક જાદુઈ પડદો પડેલો છે. ઇસ્લામ આ યુદ્ધમાં કમજોર ન થતાં વધુ શક્તિમાન બન્યો છે, અનેક નવા ઇસ્લામી રાજ્યો સ્થપાયા છે. ઇરાન અને અફગાનિસ્તાને નવજીવન મેળવ્યું છે, તુર્કી પોતાના વિસ્તારમાં એક નવી ઇમારતનો પાયો નાંખવામાં રોકાયું છે, અરબસ્તાન મોહનિદ્રામાંથી ઝબકી ઉઠયું, તુર્કસ્તાન એટલે ઇસ્લામી વિજેતાઓનું પારણું રશિયાના પૈશાચિક પંજામાંથી મુક્ત થયું છે. આટલાંટિક મહાસાગરથી માંડીને નાઇલ નદી સુધી આઝાદી, સ્વતંત્રતા, ઉન્નતિ અને દઢતાનું એક જબરદસ્ત પૂર વહન કરવા લાગ્યું છે. મુસીબતોના અસહ્ય ભારે અમારા છુટા છવાયા અવયવોને કૂટી કૂટીને એકમેક સાથે પયવસ્ત કરી દીધા અને એને પરિણામ ઇસ્લામી ઐક્યતાનો નવો આત્મા બધા પ્રદેશોમાં ફુંકાયો છે અને અમે જોઈ સકીયે છીયે કે ઘરડા અશક્ત ઇસ્લામની જગ્યાએ એક નવજવાન, અત્યંત બલિષ્ઠ ઇસ્લામે જન્મ લીધો છે.

ખિલાફતનો સવાલ જો કે અમારી આગળ એક મહાન મુસીબત અને ઓચિંતી આફતના રૂપમાં ઉપસ્થિત થયો છે, પરંતુ આપણે યાદ રાખવું જોઇયે કે એજ મુસીબત અને આફતે આપણને ભાન કરાવ્યું છે. ઇસ્લામી દુનિયાનો દરેકે દરેક ભાગ એ ગુંજથી ગાજી ઉઠયો છે અને દરેક ઇસ્લામી મુલ્ક પોતાની ફરજ બજાવવા અત્યંત બહાદુરીથી આગળ વધે છે.

ચાલો આપણે પણ એક પછી એક ઇસ્લામી મુલ્કોની સ્થિતિ તપાસીયે.

**સૈયદ સુલેમાન નદવી.**

# મિસર (ઈજીપ્ત)

મિસર નિવાસીઓ વિષે કહેવામાં આવ્યું છે કે મસઅલએ ખિલાફત સાથે તેમને કાંઈપણ હમદર્દી નથી, તેઓ ફકત પોતાની રાજયકીય સ્વતંત્રતાનું સ્વપ્નું જોયા કરે છે. એ બીના તદ્દન અસત્ય બલ્કે હડહડતા જુઠાણા અને તોહમતરૂપ છે. સંભવ છે કે હિંદુસ્થાનના કેટલાક માર્ગદર્શક હોવાનો દાવો ધરાવનાર ઈસ્લામીઓ માફક ત્યાં પણ કેટલાક એવા દેશસેવકો હોય જેઓની નજર નાઈલ નદીની સીમાને પેલે પાર જઇ શકતી ન હોય; પરંતુ તેવા દેશ સેવકોની સંખ્યા આંગળીને ટેરવે ગણાય એટલીજ બલ્કે એથી પણ નજીવી છે. તેમને બાદ કરતાં મિસરના એક કરોડ ઇસ્લામીઓ સંપૂર્ણ ઐકયતા સાથે જે માર્ગે ચાલી રહ્યા છે એ બરાબર એજ રસ્તો છે જેની ઉપર એક વર્ષથી હીંદુસ્થાનના ઈસ્લામીઓ ચાલે છે.

મિસરના મુસલમાનોએ દરેક નાજુક સમયે ઈસ્લામી ખિલાફતની મદદ કરી છે, ટ્રીપોલી અને બાલ્કન યુદ્ધમાં જે કામ કરી દેખાડયું અને જે કુરબાની આપી તે હીંદીઓ કરતાં ઘણાજ મોટા પ્રમાણમાં હતી, પણ એ યુદ્ધ પછી છેવટે તેઓ થાકીને એ પરિણામ ઉપર આવ્યા હતા કે “આઝાદી અને સ્વરાજ વગર અમારાથી ઈસ્લામી ખિલાફત અને મકામાતે મુકદ્દસા ( પવિત્ર સ્થળો )નું રક્ષણ કરી શકાયજ નહીં.”

આ મારી ધારણાઓ—મારા વિચાર તરંગો નથી, બલ્કે મિસરના અસલી અને ખરેખરા નેતાઓ સાથે કલાકોના કલાકો સુધી મળી તેમના વિચારોથી વાકેફ થઇને કહું છું કે મિસરના નેશનાલિસ્ટો આજથીજ નહીં બલ્કે પચીસ વર્ષથી પોતાની સ્વતંત્રતા માટે કોશિષો ચલાવી રહ્યા છે, પરંતુ ભણેલા ગણેલાઓ શિવાય ખેડુતો અને બીજા આમ લોકોમાં તેઓ કાંઈ જોશ પેદા કરી ન શકયા. એવીજ રીતે અત્યાર પહેલાં કોંગ્રેસ પોતાની ચાલીસ વર્ષની સતત કોશિષો છતાં આમ મુસલમાનોને દેશની આઝાદીનો ખ્યાલ અપાવી ન શકી; પરંતુ આજે હિંદુસ્તાનના દરેકે દરેક ગામના માણસો કોંગ્રેસની અવાજને ઝીલી લેવા તત્પર છે. આ ઉપરથી કળી શકાય છે કે આમ મુસલમાનોને દેશની સ્વતંત્રતાની ચળવળમાં જોડાવા જે કારણો પ્રેરે છે એજ કારણો મિસરના મુસલમાનોને

આઝાદીની લડત લડવા પ્રેરે છે. આજે જે વિચારો 'ફિરંગી મહેલ,' 'દેવબંદ' અને 'નુદવા'ના ઉલમાઓને ચાલુ ચળવળમાં જોડાવાનું આમંત્રણ આપે છે એજ વિચારો 'અઝહર'ના ઉલમાઓમાં જાગૃતિ ઉત્પન્ન કરે છે, અને તેમને અમલના મેદાનમાં ઉતારે છે.

કદાચ, આપ જાણતા હશો કે મિસરમાં પણ પરદેશી હુકુમત તરફથી એવી કોશિષ ચલાવવામાં આવી હતી કે મિસરની જામેઅ મસ્જીદમાં સુલતાનુલ મોઅઝઝમને બદલે મિસરના ખેદીવના નામનો ખુત્બો ભણવામાં આવે. પરંતુ જ્યારે આમ મુસલમાનોને એ કાવત્રાની ખબર પડી ત્યારે નમાઝી લોકોમાં એવી ગુસ્સાની લાગણી ફેલાઇ કે તે કોશિષ ભવિષ્યને માટે મુલતવી રાખવામાં આવી અને હવે ઇસ્લામના દુશ્મનો સુલ્તાનુલ મોઅઝઝમના મુસલમાનોના ખલીફા તરીકેના સંબંધને તોડવાની જેટલી વધુ કોશિષો ચલાવે છે તેટલા વધુ પ્રમાણમાં એ સંબંધ મજબુત થતો જાય છે.

અમે જયારે યૂરોપમાં હતા તે વખતે મિસરનું ડેપ્યુટેશન ઝાગલોલ પાશાની સરદારી હેઠળ ઈંગ્લેન્ડ આવ્યું ત્યારે ત્યાંના એક પત્રકારે છાપી માર્યું કે "ઝાગલોલ પાશાએ કબુલ્યું છે કે તેમને ખિલાફતના મસઅલા સાથે કાંઇપણ સંબંધ નથી." એ ખબરને વાંચતાંજ ઝાગલોલ પાશાની અસલ મતલબ કઇ છે એ મેં જાણી લીધું. મેં જે અનુમાન કર્યું તે એ કે તે મિસરી ડેપ્યુટેશન જે વિષયો ઉપર વાદવિવાદ કરવા માટે બોલાવવામાં આવ્યું હતું તે સાથે મસઅલએ ખિલાફત મુકવામાં આવ્યો ન હતો. એ ઉપરથી એમ ન કહી શકાય કે મસઅલએ ખિલાફત જોડે મિસરને કાંઈ લેવા દેવાજ નથી, અથવા તે સુલ્તાનની ખિલાફતને અમાન્ય ગણતું હોય. અમારા ડેપ્યુટેશને લંડન, પેરીસ, સ્વીટઝર્લેન્ડ અને રોમમાં મિસરના નામાંકિત પુરૂષો જોડે મુલાકાત લીધી હતી અને તેમની જોડે સારી પેઠે વાતચીત પણ કરી હતી એટલે અમે જાણી શકયા છીયે કે આજે મિસરના રાજયદ્વારી વાતાવરણમાં જે આગ લાગી છે તેને માટે ગંધકની દીવાસળીઓ કયાંથી મળી શકી હતી.

મિસરવાસિઓ પોતાને બ્રિટનના તાબાના નથી ગણતા એટલુંજ નહીં, બલ્કે દરેકે દરેક મિસરી બાળક સુદ્ધાં પોતાને બ્રિટનના તાબાનો અથવા તેની રૈયત કહેવડાવવાનું બેબ-લાંછનરૂપ ગણે છે. મને સારી

પેઠે યાદ છે કે ઇંગ્લન્ડમાં કેટલાક મિસરી વિદ્યાર્થીઓના નામની સાથે "બ્રિટિશ સબ્જેક્ટ" શબ્દ ઉમેરવામાં આવ્યા ત્યારે તેઓએ દિલેરી અને હીંમત સાથે તે ખિતાબને પાછો ફેરવી દીધો.

આટલું હોવા સાથે આ મસઅલએ ખિલાફતની ખાતર તેમણે પોતાના સ્વમાનની પણ પરવાહ કરી નથી. ઇ. સ. ૧૯૨૦ ના એપ્રીલ માસમાં મિસરના ઇસ્લામીઓ તરફથી શરઇ પાશાએ બ્રિટનના વડા પ્રધાન મિ૦ લૉઇડ જ્યોર્જને નીચલો તાર મોકલાવ્યો હતો :—

"ઇસ્લામી દુનિયાની મઝહબી લાગણીની ઇજ્જત રાખવી એ બ્રિટનની ફરજમાં દાખલ છે. પવિત્ર ખિલાફતની વ્હેંચણીને કારણે આખી દુનિયાના ઇસ્લામીઓના હ્રદયો કંપી રહ્યા છે, એવા સમયે અમે તમને "ઇન્સાફને" નામે ઉસ્માની સલતનતની રક્ષા માટે ખ્યાલ અપાવીયે છીએ. આશા રાખવી એ ઇસ્લામી ખુસુસીયત હોવાથી જેવી રીતે અમે હીંદના ઇસ્લામીઓની કોશિષો માટે તેમના આભારી છીએ તેવીજ રીતે આપની કોશિષો (જે ખિલાફતના વિષયમાં તમે ચલાવી રહ્યા છો) માટે તમારો પણ આભાર માનીએ છીએ. તમારી સાથેજ અમારી ઉમેદો રહેલી છે. અને સફળતાની અમને સંપૂર્ણ ખાત્રી છે:

આપણા વડા પ્રધાને તે તારનો જે જવાબ આપ્યો એ પણ સાંભળવા જેવો છે :—

"ઇસ્લામી ખિલાફતની રક્ષા વિષેનો તમારો તાર મિ૦ લૉઇડ જયોર્જ વાંચ્યો અને તેઓ એ વિષે પુરેપુરો વિચાર કરશે."

(અલ-વઝીર ૩ જી મે સને ૧૯૨૦).

મિસરવાસીઓ સારી પેઠે જાણે છે કે એ સવાલ જવાબ, સોચ વિચાર અને હમદર્દી યૂરોપની ડિક્ષનેરીમાં અર્થહીન શબ્દો છે. હવે તેઓ અમારી માફક જાણી શકયા છે કે જો ઇસ્લામી ખિલાફતને કાયમ રખાવી હોય, મકામાતે મુકદ્દસાની ઇજ્જત સાચવવી હોય, ઇસ્લામી આઝાદી મેળવવી હોય અને એ વિચારો જો તદન દ્દઢ હોય તો સૌથી પ્રથમ નાઇલ નદીના તે જંગલને સ્વતંત્ર બનાવવો જોઇયે, જયાંથી ફિરઓનીયતનું ઝરણ વહે છે, જયાંથી એ મનહૂસ જીવલેણ મહાયુદ્ધ વખતે લાખો મજુરો અને સિપાહીઓ સીરીયા અને અરબીયાના મેદાનોમાં મોકલવામાં આવ્યા હતા.

એ મહાયુદ્ધના સમયમાં જ્યારે કાયદા અને સલ્તનતને નામે દરેક અયોગ્ય વર્તન હોદ્દેદારોની નજરમાં યોગ્ય ગણાતું તેવા સમયે મિસરના ઈમાનદાર મુસલમાનોએ સીરીયા અને અરેબીયા–ઇરાકમાં જે સચ્ચાઈ અને બહાદુરીનું કામ "જીહાદે ફી સબીલિલ્લાહ" તરીકે બજાવ્યું તેની કીંમત તેની નિષ્ફળતાને કારણે અમો હીંદુસ્થાનીઓ આંકવામાં ગંભીર ભૂલ કરીયે છીયે.

## ઇરાક

અરબસ્તાનના ઇરાક પ્રગણા વિષે પણ એવું કહેવાય છે કે તે ઈસ્લામી ખિલાફતનો ઈન્કાર કરે છે. અમે એ વાતને જુઠી સાબિત કરવા માટે ઇરાકી ભાઇયોની લોહીથી ખરડાયલી તલવારોને રજુ કરતા નથી જે દજલા અને ફુરતા (યુફ્રેટીસ અને ટાઇગ્રીસ)નદીયો વચ્ચેના પ્રદેશમાં એક ચક્કરદાર તાકાત વિરૂદ્ધ ચમકતી અમે જોઈ શકીયે છીયે: બલકે બગદાદથી પ્રગટ થતા "અઝઝુહૂર"પત્રને આધારે નીચેની બીના રજુ કરીયે છીયેઃ–

સુલ્તાની મદ્રેસાના શિક્ષક શેખ મુહમ્મદ હબીબે એક જલસામાં જે ભાષણ આપ્યું તે નકલ કરતાં લખે છે કે "મજકુર શેખ ગભરાઇને અડખે પડખે ઈરાન અને અફઘાનિસ્તાનના મુસલમાનોને જોઈ તેમને સંબોધી કહેવા લાગ્યા " આજે અમા માટે ઇસ્લામી ઐકયતાની જરૂર છે: અફઘાની, ઈરાની અરબી, તુર્કી અને ઈરાકીમાં શો તફાવત છે? સૌ કોઈ ખુદા ઉપર ઈમાન અને ઇસ્લામ ઉપર શ્રદ્ધા રાખે છે, અમને એ દેશોના ઉલમાઓ અને ભણેલા ગણેલાઓ આ મહાન અને ઉચ્ચ આશય તરફ પોતાનું ધ્યાન ખેંચશે અને વર્તમાનપત્રો દ્વારા તેનો ફેલાવો કરશે એવી આશા છે. શું, એનુંજ નામ ઇમાનદારી કહેવાય કે બીજી ઈસ્લામી સલ્તનતો અને ઈસ્લામી કોમો હયાત હોવા છતાં "ઈસ્લામી ખિલાફત" તેમની નજરો સ્હામે બરબાદ થઈ જાય અને તેઓ ખિલાફતની બલકે મઝહબની મદદ કરવાથી બે ખબર રહે? ગમે તેટલા દૂરના પ્રદેશમાં વસતા દરેક ઈસ્લામીની ફરજ છે કે તે આ ઉસ્માની સલ્તનતે ઈસ્લામીયાને પોતાની સલ્તનત સમજે અને બ્રિટિશ ગવર્નમેન્ટ વિરૂદ્ધ તન, મન અને ધનથી કોશિષ ચલાવે. આજે ટ્યૂનિસ, અલજીરીયા, હીંદુસ્થાન અને મિસરના મુસલમાનો ઉસ્માની સલ્તનત ઉપર અભિમાન ધરાવે છે અને તેઓ આજે

છેકે દુનીયામાં અમારો એક શક્તિશાલી સુલ્તાન હયાત છે અને તે ખલીફતુલ મુસ્લેમીન છે."

તા–૧૭ મે. સને ૧૯૨૦ (અઝઝુહૂર. બગદાદ ઉપરથી નકલ)
અલ-વઝીર–ટ્યૂનિસ.

## સીરીયા.

સીરીયા વિષે પણ કહેવામાં આવે છે કે તુર્કી સલ્તનત અને સુલ્તાનની ખિલાફતને ત્યાંના લોકો માનતા નથી, અને પોતાની ચાલુ આઝાદી નામની ગુલામીમાંજ સુખ અને આનંદ માને છે. પરંતુ સીરીયાના બદદૂઓના છૂટા છવાયા તોફાન–હુલ્લડો અને ભણેલા ગણેલાઓની ગુપ્ત મંડલીઓ ઉપરાંત અમને વર્તમાનપત્રોના કોલમો તેનાથી વિરૂધ્ધ ખ્યાલ અપાવે છેઃ–

'તસ્વીરે અફકાર' પોતાના તારીખ ૨ જી સપ્ટેમ્બર સને ૧૯૧૯ના અંકમાં બૈરૂતથી પ્રગટ થતા 'અલ–હકીકત' પત્રને આધારે લખે છે કે :– "વ્યવસ્થાપક હાકેમ તરફથી એવો હુકમ બહાર પાડવામાં આવ્યો છે કે ખુત્બામાં અમીરૂલ મોમિનીન (તુર્કી સુલ્તાન)નું નામ પઢવામાં આવે અને શરીફ હુસેનનું નામ ન વંચાય. બધી મસ્જીદોના ખતીબોએ આ હુકમ ઉપર અમલ કરવો."

તા. ૨૫ રમઝાનુલ મુબારક સ.હી. ૧૩૩૮ના અંકમાં "અલહકીકત" પેપરે "મુસીબતને સમયે માંહો માંહેની દુશ્મનાઈ દૂર થઈ જાય છે." એ મથાળા હેઠલ જે આર્ટીકલ લખ્યો છે તેમાં જાહેર રીતે તુર્કી–અરબ એકયતાની દાવત અપાઈ છે તેમજ ખિલાફતે ઈસ્લામીયાના આશ્રય હેઠળ બીજીવાર આમ ઈસ્લામી એકયતાની જાહેરાત અપાઈ છે.

## ઉત્તર આફ્રિકા.

ઉત્તર આફ્રિકા એટલે ટ્યૂનિસ અને અલજીરીયાના મુસલમાનોમાં મજકુર બનાવોથી જે લાગણી અને જે અસર ઉત્પન્ન થયાં છે તેનો જબાની અહેવાલ ટ્યૂનિસના ભાઇયો તરફથી તેમના પ્રતિનિધિઓ મારફત ખિલાફત ડેપ્યુટેશનને યૂરોપમાં પહોંચાડવામાં આવ્યો હતો. તે ઉપરાંત ત્યાંના વર્તમાનપત્રોમાં પણ એ અહેવાલો ચોખ્ખી રીતે અપાયલા છે.

"અસ્સવાબ," "અલ–વઝીર" અને "અલ–મુનીર" ત્યાંના પ્રખ્યાત વર્તમાનપત્રો છે જેમના કેટલાક અંકો અમને યૂરોપમાં મળ્યા હતા અને કેટલાક અત્યારે પણ મારી પાસે આવે છે. હીંદની માફક ત્યાંના પત્રોનો પણ કવચિતજ એવો અંક બહાર પડે છે જેમાં એ દુઃખદાયી બનાવનો તેમજ યૂરોપના બે–ઇન્સાફીપણા વિષે ઉલ્લેખ ન કરાયો હોય, હર હંમેશ તેમાં ઇસ્લામી ખિલાફત અને મકામાતે મુકદ્દસાની હસ્તી અને મહત્તા કાયમ રાખવા વિષેના જોરદાર અને જોશ ઉત્પન્ન કરનાર લખાણો છપાતા રહ્યા છે અને છપાય છે, ખિલાફત ડેપ્યુટેશનનો એહવાલ, હીંદુસ્થાનની ઇસ્લામી ચળવળ, અફઘાનિસ્તાનના નામદાર અમીરના ગેરતમંદ અને જુસ્સાદાર ભાષણો વગેરે બાબતો એ ઇસ્લામી મુલકોના અરબી વર્તમાનપત્રોમાં પ્રગટ થયા કરે છે.

તા. ૧૦ માર્ચ સને ૧૯૨૦ ના દિવસે ટ્યૂનિસના મુસલમાનોની એક ગંજાવર સભા ખિલાફતના સવાલ અને મકામાતે મુકદ્દસા વિષે વાદવિવાદ ચલાવવા મળી હતી. એ વિષે મને એવા સમાચાર મળ્યા છે કે પોલિસે સભા બંધ કરાવવાની ઘણીજ કોશિષો કરી, જલસા વિષેની જાહેર ખબરો અને પોસ્ટરો ફેંકી દેવામાં આવ્યા, છતાં અજાયબી સાથે વાંચશો કે હેંડબીલો પબ્લીકમાં પ્હોંચાયા વગર ઝોહોરની નમાઝ વખતે—બપોરે—ટ્યૂનિસની સૌથી જૂની મસ્જીદ અને "જામએ ઝેતૂન યુનિવર્સિટી" માં જામએ ઝેતૂનના શિક્ષક શેખ સાદીકના પ્રમુખ પણા હેઠળ હજારો મુસલમાનોની ગંજાવર સભા ભરાઈ જેમાં મદ્રેસાના ૩૦૦ વિદ્યાર્થીઓ પણ શામેલ હતા. જુસ્સાદાર ભાષણો થયા પછી સભાજનો ટ્યૂનિસના ફ્રેન્ચ ગવર્નરને મકાને ગયા, ગવર્નરે તેમને તેમની ધાર્મિક લાગણીઓનો સુલેહ કોન્ફરન્સમાં પૂરેપૂરો ખયાલ રાખવામાં આવશે એવું વચન આપ્યું. ત્યાર બાદ નીચેની મતલબનો તાર ફ્રાન્સના વડા પ્રધાન મિલનરને નામે 'સાન રીમો' ખાતે મોકલવામાં આવ્યો:—

અલ્જીરીયન સિપાહીયો જણાવે છે કે તેમને ઠગવિદ્યા વાપરી લડાઈના મેદાનમાં લઇ જવામાં આવ્યા હતા અને કોની સ્હામે મુકાબલો કરવાનો છે એ પણ ખુલાસો કર્યો ન હતો. દ્વીપ પ્રદેશોના જે લશકરીયો ફ્રાન્સે મેસોપોટેમીયા અને અરેબીયા–ઇરાકના પ્રદેશમાં ઉતાર્યા હતા તેઓને એમ જણાવવામાં આવ્યું હતું કે "તમારા મકામાતે મુકદ્દસા ઉપર કાફિરોએ

કબ્જે કરી લીધા છે, તમે જલ્દીથી તે પવિત્ર સ્થળોને તેમના કબ્જા-
માંથી છોડાવો."

એ સાથે વળી એટલી બધી ચોકસાઇ રાખવામાં આવતી કે તેમને બીજા કોઇ મુસલમાન જોડે મળવાની પણ મનાઈ કરવામાં આવી હતી તેમજ બીજા દેશવાળાઓને પણ તેમની સાથે મળવા દેવામાં આવતા ન હતા; પરંતુ જ્યારે એ શયતાનીયત ઉપરનો પડદો ચીરાઈ ગયો અને તે લશ્કરીઓને જણાયું કે તેમણે ગયા યુદ્ધમાં જે તલવારો દુશ્મનો ઉપર ચલાવી હતી તેનાજ ઘા વડે તેમની પોતાની છાતી અને બાજુઓ જખ્મી થયા હતા, ત્યારે તેમના ગુસ્સા અને લજ્જાનો અવાધજ થઇ ગયો અને કદાચ વાંચકો જાણુતા હશે કે તે ગુસ્સા અને લજ્જાએ થોડાક મહીના થયાં અલજીરીયામાં લશકરી બળવાનું રૂપ ગ્રહણ કર્યું હતું. અને મહા મુશીબતે તે બળવો શાંત પાડી શકાયો.

અમારા ખિલાફત ડેપ્યુટેશનની મુલાકાતોમાં ઘણાખરા રાજ્યદ્વારી મુત્સદ્દી નેતાઓએ જણાવ્યું તેમ આફ્રિકાના ઇસ્લામીયોની એવી કોશિષો અને લડતને પરિણામેજ ફ્રાન્સને તુર્કી જોડે મિત્રતાની પોલિસી ગ્રહણ કર-
વી પડી છે.

ત્યાંના મુસલમાનોના વિચારો કેવા પ્રકારના છે એનો ખ્યાલ ટ્યૂનિસ ના "અલમુનીર" પેપરના ઉતારા ઉપરથી આવી શકશે, જે ઉતારો સુલે-
હનામાની શરતો ઉપર સહીયો થનાર હતી તે સમયે મજકુર પેપરમાં પ્રગટ થયો હતો. અત્રે એક સવાલ ઉત્પન્ન થઇ શકે છે કે એ સુલેહ થયા પછી ખિલાફતની ચળવળનું પરિણામ કેવું આવશે ? પરંતુ તેનો જવાબ એટલા શબ્દોમાંજ આપી શકાય છે કે એ સુલેહ ખરી અને પુરી સુલેહ નથી. શું તા. ૧૦ મી ઓગષ્ટને દિવસે પેરિસમાં તોફીકપાશા નામના એક તુર્કીએ કાગળના એક ચીથડા ઉપર સુલ્તાનુલ મોઅઝ્ઝમ, ખુદ તુર્કી કોમ, અને મઝહબે ઇસ્લામની વિરૂદ્ધ જે સહી કરી આપી એને ખરી સુલેહ કહી શકાય ?

સુલ્તાનુલ મોઅઝ્ઝમે લાચારીએ એ સર્વનાશક જીવલેણ શરતો આગળ માથું નમાવ્યું છે, કેમકે અંગ્રેજોએ કોન્સ્ટેન્ટીનોપલનો કબ્જો લેવાની તેમને ધમકી આપી હતી. શાહી દરબારના મેમ્બરો જ્યારે સુલેહની શરતો ઉપર સહી કરવાનો વિચાર ચલાવવા એકઠા થયા ત્યારે સુલ્તાને દરેકે દરેક

મેમ્બરને કહ્યું કે " સહી કરતાં પહેલાં ઇસ્લામની આબરૂ અને રક્ષણનો ખ્યાલ રાખો. " અને જ્યારે સહી કરવાનો વખત આવ્યો અને સૌએ સહી કરવાની સલાહ આપી ત્યારે હતાશ થઈ ભરાઈ આવેલા કંઠે કહ્યું " અને અફસોસ, મારામાં રજ માત્ર પણ શક્તિ નથી, ફક્ત ખુદામાંજ શક્તિ છે. "

એક એવી સુલેહ જે ઉપર તુર્કી કોમ, સુલ્તાનુલ મોઅઝઝમ અને આખી ઇસ્લામી દુનિયા રાજી ન હોય તેને સુલેહ નજ કહી શકાય. એટલે અમને ખાત્રી છે કે જ્યારે અંગ્રેજોનો અદેખાઇ-શત્રુતાનો અગ્નિ ઠંડો પડશે ત્યારે એની ઉપર ફરીવાર વિચાર ચલાવવામાં આવશે અને અમને આશા છે કે ફ્રાન્સ અને ઇટાલી અમારા પક્ષમાં રહેશે.

એક એવી સુલેહ જેમાં તુર્કોની દુન્યવી-સંસારીક-મહત્તાની સાથેજ સાથે ઇસ્લામ ધર્મનો પણ અંત સમાયલો હોય તેને સુલેહનું નામ નજ આપી શકાય, અને જો એવી સુલેહ આજે મંજુર કરી લાગુ પાડવામાં આવે તો કાલે ખચિતજ તે ઉપર વિચાર કરવો પડશે.

જો એમજ છે તો પછી એવી કઈ સુલેહ છે જે ફ્રાન્સને માટે વિશેષ યોગ્ય કહી શકાય અને જે માટે મહાન ખિલાફત (જે આખિ ઇસ્લામી દુનિયાનું કેન્દ્ર છે) સાથે સુલેહ કરવામાં તેને પોતાના મિત્રોને પોતાના મતને મળતા કરવાની જરૂર છે; એ વિષે રાજ્યદ્વારી પુરૂષો સારો અભિપ્રાય આપી શકે છે.

શું તુર્કીની આઝાદી અત્યંત જરૂરી નથી ? શું અરબસ્તાનના સુબાઓ ( પ્રાંતો ) ઉપર ( જેઓ પોતે ખિલાફતને માન્ય ગણે છે ) ખિલાફતનો કાંઇ હક નથી ? શું ઇસ્લામી પવિત્ર સ્થળો ( મક્કા, મદીના, બેતુલ-મુકદ્દસ ) ઇસ્લામી મહાન ખલીફાની દેખરેખ તળે રહેવા દેવામાં ત્રણ કરોડ મુસલમાનોમાંથી કોઇને વાંધો આવે એમ છે ? શું એડ્રીયાનોપલનું રક્ષણ (જે પુરાતન તુર્કી પાટનગર છે અને તુર્કોના બાપદાદાઓ જ્યાં દફન થયા છે ) આવશ્યક નથી ? શું સ્મિર્ના એશયાટિક તુર્કસ્થાનનો એક ભાગ અને એક શરિરના અવયવ રૂપે નથી ? ગ્રીસ અને અરજનબેલથી તો તે ઘણેજ છેટે છે.

" અલ-મુનીર કોલન " ૧૮ ઓગષ્ટ સ. ઈ. ૧૯૨૦

ઉપરની લીટીઓ ઉપર વિચાર કરો અને બારીકીથી તપાસી જુઓ, તેમાં એજ જોશ અને એજ માગણી શું નથી જેને માટે હીંદના ઇસ્લામીઓ

વર્ષો થયાં બુમો પાડી પાડીને જાહેર કરે છે ? શું, હજી પણ એમ કહેવામાં આવશે કે એતો ફકત થોડાક જોશવાળા હીંદુસ્થાની મુસલમાનોના બળવાખોર વિચારો છે જે આલમગીર ધર્મ-સિદ્ધાંતોના નામથી ઓળખાવવામાં આવે છે ?

મજકુર વર્તમાનપત્રે સુલેહનામામાં સુધારો કરવાની જે ભવિષ્યવાણી સન ૧૯૨૦ ના ઓગષ્ટની ૧૯ મી તારીખે ઉચ્ચારી હતી તે શું સને ૧૯૨૧ ના જુન માસમાં પુરી નથી થઇ ?

" મૅાશ્યો જેન લેલીયા " જે પહેલાં અલજીરીયાની સલ્તનતનો સભાસદ હતો, તેણે "લે ઓવર" નામના ફ્રેન્ચ છાપામાં લખ્યું છે કે "તુર્કી સાથે નાઈન્સાફીનું વર્તન કરોડોની સંખ્યાની મુસ્લિમ પ્રજાની મઝહબી લાગણીઓ (જઝબાઓ) ને જખ્મી કરશે." એ વાતની સાબીતી તરીકે સંખ્યાબંધ કાગળો, ખાસ કરીને ઉમરાવો અને શેખોના તે લખાણો તથા અલ્જીરીયાના પોલીસ કમીશનરની છુપી નોંધો જેમાં તે મુલકના ઇસ્લામીયોના વિચારોનો રીપોર્ટ કરાયો હતો તે તેણે રજુ કર્યા છે. તેમજ મૅાશ્યો મિલરાન કે જે તે સમયે લડાઈ ખાતાનો પ્રધાન હતો તેને જે જવાબ તે મુલકના ઇસ્લામી સિપાહીઓના ઓફીસરોએ આપ્યો હતો તે પણ નકલ કર્યો છે, અને તે એ કે તેમણે જાહેર રીતે જણાવી દીધું હતું કે " અમારા લશ્કરી સિપાહીઓ દરેક દુશ્મન સ્હામે દઢતાથી લડશે, પરંતુ કોઇ મુસલમાનના મુકાબલામાં તેઓ કદિપણ તલવાર નહીં ઉપાડે. "

( મુસ્લિમ આઉટ લુક. ૧૯ મી જાન્યુઆરી
સ. ઈ. ૧૯૨૦.)

## ટ્રીપોલી.

આફ્રીકામાંના ફ્રેન્ચ મુલક સાથે જોડાયલો જમીનનો એક ન્હાનકડો કકડો છે જેણે, ઇ. સ. ૧૯૦૮ માં પોતાના રૂધિરની નદીયો વહેવડાવી સમસ્ત ઇસ્લામી જગતને સૌથી પ્રથમ જગાડ્યો હતો. એ જમીનનો કકડો ટ્રીપોલીનો બહાદુર પશ્ચિમ પ્રદેશ છે જેણે પોતાની ગરીબાઇ પોતાની લાચારી અને પોતાની અલ્પસંખ્ય વસ્તી હોવા છતાં ઇસ્લામી બુન્યાદની ઇજ્જતને બદનામ કરી નહીં અને ત્યારથી અત્યાર સુધી ઇટલીની સર્વ કોશિષોનો અત્યંત બહાદુરીથી મુકાબલો કર્યો, અને છેવટે એ કામ

ઉપર રાજ્ય ચલાવવાની હીંમત ધરાવતી હતી તેની પાસેથીજ તેણે પોતાની આઝાદી મેળવી લીધી. એટલે હવે સમુદ્ર કિનારાના મુકામો શિવાય બાકીનો આખો પ્રદેશ હજી સુધી આઝાદ છે અને છેવટે ઈટલી સાથે સુલેહ થતાં એક કમીટીને હસ્તક ત્યાંની હુકુમત સોંપવામાં આવી જેના બે ઇટાલીયન અને ટ્રીપોલીયન અરબ મેમ્બરો છે અને તે કમીટીના પ્રમુખ શેખ સનુસી છે. જ્યારે અમારૂં ડેપ્યુટેશન રોમમાં હતું ત્યારે અમે ટ્રીપોલીયન ભાઇયો જોડે મુલાકાત કરી જેઓ મજકુર સુલેહની શરતોનો નિકાલ લાવવા રોમ આવ્યા હતા. તેમના પ્રતિનિધિમંડળના સરદાર શેખ ખાલિદ અમને જણાવ્યું કે ખિલાફત અને પવિત્ર સ્થળોના મસઅલાએ ટ્રીપોલીમાં ભારે હીલચાલ ઉત્પન્ન કરી મુકી છે, ટ્રીપોલી શહેરમાં એક મોટી સભા ભરવામાં આવી હતી જેણે ઈટાલીયન વડા પ્રધાન ઉપર એવી મતલબનો તાર કર્યો કે " ટુર્કી સાથે સુલેહ કરતાં અમારા મઝહબી જઝબાઓ–લાગણીઓનો ખ્યાલ રાખવામાં આવે. " શેખે કહ્યું કે " ટ્રીપોલીયન આરબોની લાગણી અને ગુસ્સો આ મામલામાં એટલી હદ સુધી પહોંચી ગયાં છે કે તેઓ ચોખ્ખે ચોખ્ખું કહેતા હતા કે " જો ફ્રાન્સ વચ્ચે નહીં પડે તો અમે ટ્યુનિસ ઉપર હલ્લો કરવા તૈયાર છીયે. "

તુર્કી સાથેની સુલેહ વિષે મિત્રરાજ્યો વિરૂદ્ધ ઈટલી જે વિચારો દર્શાવે છે–તુર્કીની તરફેણ ખેંચે છે–તેનું મુખ્ય કારણ અમારા ટ્રીપોલીયન ભાઈના જણાવ્યા મુજબ એજ છે કે ટ્રીપોલીયન મુસલમાનો તેનાથી ગુસ્સે ન થઈ જાય એમ તે ચાહે છે.

કદાચ, તમો ટ્રીપોલીના શેખ સુલેમાન બારૂનીને જાણતા હશો, જેઓ ઈટલી–ટર્કી સુલેહ પછી ટ્રીપોલીને સંપૂર્ણ સ્વતંત્રતા મળતાં સૌથી પહેલા સરદાર તરીકે નીમાયા હતા. તેમણે એક જુસ્સાદાર પુસ્તક ખિલાફતે ઇસ્લામીયાની હિમાયત–તરફેણ–માં ઇટાલીયન ભાષામાં પ્રગટ કર્યું છે. ત્યારબાદ તા. ૫ મી શવ્વાલ સ. હી. ૧૩૩૮ ને દિવસે પેરિસની વરિષ્ઠ કમીટીના પ્રમુખને નામે નીચલો તાર રવાના કર્યો હતો:—

" એક મુસલમાન તરીકે હું સંપૂર્ણ નારાજી અને તિરસ્કાર સાથે એ સુલેહનામાને રવાના કરૂં છું જે ખલીફતુલ મુસ્લેમીનની સરકાર જોડે કરવામાં આવે છે, કેમકે એ સુલેહનામું ઇસ્લામના નાશ અને બરબાદીના પેગામ રૂપે છે."

**(અલ–મુનીર. ૫ મી ઓગષ્ટ સને ૧૯૨૦)**

# એરશીરીયા.

---

આફ્રિકાની સર જમીનને છોડતાં પહેલાં એ મહાન ખંડની બીજી દિશાઓનાં મુસલમાનોની લાગણીઓનું વર્ણન કરવાની જરૂર છે. એબીસિનીયાના પુરાતન ખ્રિસ્તી પ્રદેશમાં તમે જાણતાજ હશો કે કેવી રીતે એક મુસલમાન એબીસિનીયન રાજયાસન બથાવી પડયો હતો, તેમજ તેણે તુર્કી ઓફીસરોના તાબામાં રહી ઇસ્લામી ખિલાફતની હિમાયતમાં મિત્ર-રાજયો વિરૂદ્ધ તલવાર ઉગામી હતી અને બીજા હબશી–સીધી–મુસલમાનોએ તેને ટેકો આપ્યો હતો; પરંતુ અફસોસ! કે મિત્ર રાજયોની ગુપ્ત ચાલબાજીઓએ તેને ફતેહમંદ થતો અટકાવ્યો.

એબીસિનીયાથી જોડાયલો એરટીરીયા (એરશીરીયા) નામનો ઇટાલીયન પ્રદેશ છે, જયાં મુસલમાન હબ્શીઓ વસે છે, તેનું મુખ્ય બંદર મસ્સોઆ છે. અમારૂં ખિલાફત ડેપ્યુટેશન ઇટાલીયન સ્ટીમર મારફત મુસાફરી કરતું હોવાથી જતાં આવતાં અમે એ પ્રદેશની ઝિયારત (દર્શન) કરી. જતી વખતે અમે જયારે મસ્સોઆમાં ઉતરી એક મસ્જીદમાં મગરિબની નમાઝ પઢવા ગયા, ત્યારે લોકો, અમને જાણવા માટે ઉત્સુક બન્યા; અમે તેમને અમારી સફરના હેતુઓ જણાવ્યા એટલે તેઓએ એવા પ્રકારે અમારી સફળતા ઇચ્છવા દુઆ માટે હાથ ઉંચા કર્યા તથા સુલ્તાનુલ મોઅઝ્ઝમ ખલીફતુલ ઇસ્લામની ફતેહ અને મદદ માટે દુઆ માગી તેમજ અમારા હાથો ઉપર પ્રેમ પૂર્વક ચુંબન કર્યા અને મક્કાના શરીફની બેઇમાની પર લાઅનત ધિક્કાર વર્ષાવી કે તેમના કાળા કાળા ચ્હેરાઓ સાથે તેમના નૂર–દેવી પ્રકાશ–વડે બનેલા **બિલાલી** હૃદયોમાં ઇમાન અને પ્રેમે અમારા ડેપ્યુટેશનના સરદાર મૌલાના મુહમ્મદઅલીની આંખોને અશ્રુ પૂર્ણ કરી મૂકી.

યુરોપથી પાછા ફરતી વખતે પણ અમે જયારે એ બંદરે ઉતર્યા અને તેમને એ વાતની ખબર પડી કે યુરોપની બધી સલ્તનતો કરતાં ઇટાલીયન સલ્તનતે સારી વર્તણુંક રાખી હતી તેમજ ખિલાફત ડેપ્યુટેશનની માંગણીઓ બીજા રાજયો કરતાં વધુ પ્રમાણમાં માન્ય રાખી ત્યારે તેમણે તેમના હીંદી ભાઇયો પ્રત્યેની ઇટલીની સારી વર્તણુંક માટે ઇટાલીયન સરકારને આભારનો તાર કર્યો.

મગરિબની નમાઝ પછી (સાંજે) જામેઅ મસ્જીદમાં તેમણે એક સભા ભરી અને આજે આપણે જે વિષયો ચર્ચવા એકઠા થયા છીએ એજ વિષયો ત્યાં ચર્ચાયા.

## પૂર્વ અને દક્ષિણ આફ્રિકા.

—o—

લંડન ખાતેના ઇસ્લામીક ઇન્ફરમેશન બ્યુરોની ઑફીસને દક્ષિણ આફ્રિકાથી ખિલાફતના સવાલને લગતા સંખ્યાબંધ લખાણો મળ્યા છે. તેમજ ફંડ પણ મોકલવામાં આવ્યું છે. પુર્વ આફ્રિકાના ઇસ્લામીઓ તરફથી ખિલાફત ડેપ્યુટેશનને નીચેનો પેગામ મળ્યો હતો કેઃ—

"ડેપ્યુટેશનની બધી માગણીઓને અમે સંપૂર્ણ રીતે અનુમતિ આપીયે છીયે."

## રશિયા.

—o—

ભાઇયો! આફ્રિકાના કાળા ભાઇયોનો એહવાલ સાંભળ્યા પછી યૂરોપમાં તમારા જે લાલ–સફેદ ભાઇયો વસે છે તેમની કોશિષો વિષે પણ થોડુંક સાંભળી લો.

રશીઆ મિત્રરાજ્યોમાં સૌથી અગ્રેસર હતો, યૂરોપી રશીયા અને સાઇબીરીયામાં કરોડો મુસલમાનો વસે છે જેમને માથે ગત મહાયુદ્ધમાં જે ધર્મસંકટ ઝઝુમી રહ્યું હતું અને તેઓને કેવી રીતે તેઓના ખલીફતુલ મુસ્લેમીનની વિરૂદ્ધ લઢાઈમાં ઉતાર્યા અને ખિલાફતના સવાલે તેમને કેવા ફીકરમંદ બનાવી મૂકયા એ બધી બાબતો જાણવા યોગ્ય થઇ પડશે.

'સદરી મકનૂદ આફ' જે યૂરોપી રશિયા અને સાઈબીરીયાના મુસલમાનોના પ્રજા મંડળના પ્રમુખ હતા અને પેરીસ ખાતે ત્યાંના ઈસ્લામીયોના પ્રતિનિધિ તરીકે આવ્યા હતા તેમણે રશિયાના ઇસ્લામીયોના પ્રતિનિધિ તરીકે સુલેહ કોન્ફરન્સમાં જે યાદદાશ્ત મોકલાવી હતી તેનો ટુંક ઉતારો હું આપની સેવામાં રજુ કરવા ઇચ્છું છું.

"હું યૂરોપી રશિયા અને સાઇબીરીયા (વાલ્ગા, ક્રામા, સાઈબીરીયા, કાઝાન, અસ્તરખાન, ઓરેન્બર્ગ, ઓફા, પરમ, ચેલાબ્ક, સામક અને ટોબલક) ના ઇસ્લામી પ્રજામંડળના પ્રતિનિધિ તરીકે આ અપીલ સુપ્રીમ કાઉન્સીલ અને સુલેહ કોન્ફરન્સની સેવામાં રજુ કરવાની હીંમત કરું છું.

આ અપીલમાં તુર્કી સુલેહ વિષેના એ મુસલમાનોના જેઓનો હું પ્રતિનિધિ છું, વિચારો જાહેર કરવાની મારી પવિત્ર ફરજ ગણું છું.

રૂમ અને કોન્સ્ટેન્ટીનોપલના સુલતાનની કિસ્મતના ફેસલા વિષે હું જે અરજ કરીશ તે માત્ર યુરોપી રશિયા અને સાઈબીરીયાના મુસલમાનો ના વિચારો અને લાગણીઓની તરજુમાની અને ખુલાસોજ માત્ર નથી બલ્કે તેમણે અમારા ડેપ્યુટેશનને તે વિચારો અને લાગણીઓથી સુલેહ કોન્ફરન્સ ને ખબરદાર કરવાની ફરજ પુરી કરવાની ખાસ તાકીદ કરી છે; પરંતુ તે જાહેર કરવા પહેલાં મારે લાચારીએ પણ તેમની મનોવાંચ્છનાઓ, તેમની કુદરતી વૃત્તિઓ અને આશાઓ વિષે ખુલાસો કરવો પડે છે. રશિયન મુસલમાનો હંમેશથી લડાઈને સમયે સલ્તનત પ્રત્યેની વફાદારીમાં સૌથી આગળ પડતા રહ્યા છે, ગત્ મહાયુદ્ધમાં મુસલમાનો પણ હતા જે રશિયન લશકરના સૌથી શ્રેષ્ઠ લડવૈયા હતા. સને ૧૯૧૭ માં જયારે જર્મનીએ રશિયા સ્હામે લડાઈ જાહેર કરી ત્યારે રશિયાની ઇસ્લામી તથા ધર્માંધ ખ્રિસ્તી પ્રજાએ તેનો સારો જવાબ આપ્યો, ઈસ્લામી પ્રગણાંઓમાં માત્ર વ્યવસ્થાપૂર્વક નહીં બલ્કે ઉમંગ અને હોંશપૂર્વક લશ્કરી ભરતી થતી હતી, ઇમ્પીરીયલ કાઉન્સીલના ડોકાહ ખાતેના ઇસ્લામી મેમ્બરોને તે માટે કોશિષ કરવાની જરૂર પણ ન રહી; જયારે કમભાગ્યે તુર્કીને લાચારીએ લડાઈમાં શામેલ થવું પડયું ત્યારે રશિયન મુસલમાનોને સખત આત્મિક આઘાત થયો. શા માટે ?

એટલા માટે કે તુર્કી સુલ્તાનને મુસલમાનોના ધાર્મિક વડા તરીકે ગણવામાં આવે છે. એટલે રશિયન મુસલમાનો જર્મની સ્હામે લડવા તૈયાર હતા, પરંતુ સુલતાન–ખલીફા સ્હામે લડવા તૈયાર ન હતા. તેઓ ખુદાની આગળ શો જવાબ આપી શકે ? એ મુસલમાનો માટે ખરેખર ધર્મ સંકટ હતું. એક એવા યુરોપીયન કે જે ધર્મનીતિથી વેગળે ઉભા હોય એ વાત ન કળી શકે કે ધાર્મિક વિચારો ઉપર એક માણસ દેશની સેવા કરવા સાથે અમલ કરી શકે છે ?! અને જયારે એ ઉભય એકમેકથી વિરૂદ્ધ હોય તો તેને તેમાંથી કેવી રીતે એક વસ્તુને ગ્રહણ કરવામાં સંકોચ થાય છે !! પરંતુ મુસલમાનોનાં મન પારખવાની જરૂર છે, રશિયાના મુસલમાનોમાં ખાસ રીતે મઝહબી લાગણીઓ તેમજ ખલીફા પ્રત્યેનો પ્રેમ ઘણાજ મોટા પ્રમાણમાં છે, અને મને તો સંપૂર્ણ ખાત્રી છે કે દરેક ઇસ્લામી પ્રદેશોમાં એવીજ લાગણીઓ અને એવોજ પ્રેમ મઝહબ અને

ખલીફા પ્રત્યે હશેજ. ડોમાના ઇસ્લામી પ્રતિનિધિઓએ મુસલમાનોના લડાઇથી વિરૂદ્ધ જે વિચારો હતા તે દૂર કરવા માટે પુરેપુરી કોશિશો કરી હતી.

લીડરો—નેતાઓ—તેમજ બીજાઓએ આમ મુસલમાનોને કેવી રીતે સમજાવ્યા, કેવી રીતે તેમણે ઇમાનવાળાઓને ખલીફાની રૈયત સ્હામે યુદ્ધ કરવા માટે તૈયાર કર્યા? ફક્ત સત્યનું અવલંબન કરીને તેમણે કહ્યું કે "તુર્કીને જર્મેની અસરે તુર્કી કોમ અને સુલતાનની મરજી વિરૂદ્ધ લડાઇમાં ઉતાર્યું, સુલ્તાનની જરાપણ ઇચ્છા ન હતી.

અમારો દેશ ( રશીયા ) ફ્રાન્સ અને ઇંગલન્ડના પક્ષમાં રહી યુદ્ધ કરે છે. ( ત્યાં સુધી ઇટલી યુદ્ધમાં જોડાયો ન હતો ) એ બંને સલ્તનતો યૂરોપની સૌથી શ્રેષ્ઠ પ્રજાકિય અને સ્વતંત્રતા પ્રિય સલ્તનતોના નમુના-રૂપ છે, કોઇપણ દેશ ફ્રાન્સ, ઇંગલન્ડ અને રશીયાની એકત્ર શક્તિ સ્હામે ઉભી શકે એમ નથી એટલે મિત્ર રાજ્યોની ફતેહ જરૂરી—નિશ્ચિત છે; પરંતુ મિત્રરાજ્યોની ફતેહમંદીથી એ સ્વાતંત્ર્યને ચાહનારાઓની અને પ્રજાપક્ષની ફતેહમંદી તેમજ સર્વ ન્હાની મોટી કોમોના હકોનું રક્ષણ હોઇ શકે.

અમો ધારતા કે "અમારી એકત્ર કોશિષો વડે યુદ્ધમાં ફતેહ મેળવ્યા બાદ રશિયામાં મોટા મોટા સુધારાઓ રજુ કરવામાં આવશે અને ફકત રશીયાજ એક સ્વતંત્ર દેશ થઇ જશે. અમો મુસલમાનો સ્વતંત્ર નાગરિકો થશું એટલુંજ નહીં, બલ્કે પોતાના કોમી મંડળો માટે અને પોતાની જીભ માટે સત્તા અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકીશું, કેમકે એ કોમ જેણે આઠ લાખ શુરવીર લડવૈયા રજુ કર્યા તેની આ માગણીઓ ન સ્વિકરાય એ અસંભવિત છે."

"હવે રહી તુર્કસ્તાન અને ખલીફાની વાત, તેઓને જર્મેનીની ફતેહ થતાં ઘણું નુકશાન વેઠવું પડશે એતો બચિતજ છે કેમકે જર્મેની સુલ્તાન અને તુર્કસ્તાનનું ભલું ચાહનાર નથીજ, અને હાલ તરત ફકત પોતાના લાભને માટે તુર્કીને હથીયાર તરીકે ઉપયોગમાં લે છે; પરંતુ જયારે તેની ફતેહ થશે ત્યારે તુર્કી અને સુલ્તાનને પોતાની બરોબરીએ આવવા નહીં દે એટલુંજ નહીં, બલ્કે રાજકીય તથા અન્ય ઉન્નતિના કામોમાં પણ તેમને હરાવશે. પરંતુ મિત્રરાજ્યો એવી પારકા મુલકો સર કરવા માટે લડતા નથી, બલ્કે ઇન્સાફ, આઝાદી તથા બધી કોમોના હક્કોનું રક્ષણ કરવા લડે છે."

"તેમજ મિત્રરાજ્યો (ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને રશિઆ)એ મોટા ઇસ્લામી રાજ્યો ગણાય છે, બ્રિટીશ સલ્તનતમાં ઇસ્લામી પ્રજા લગભગ દસ કરોડની સંખ્યામાં છે, રશિયામાં ત્રણ કરોડ અને ફ્રાન્સમાં એક કરોડ અને વીસ લાખ છે. એટલે એ રાજ્યો લડાઇમાં ફતેહ મેળવ્યા પછી હંમેશા પોતાની ઇસ્લામી પ્રજાની લાગણીઓનો ખ્યાલ રાખશે, અને ઇસ્લામીઓએ લડાઇમાં જે વફાદારી સાથે ઉપયોગી મદદ આપી છે તે ભુલાવી દેવામાં નહીં આવે અને ઇસ્લામીયોની તે વર્તણુંક મિત્રરાજ્યોને તુર્કી સાથે છુટછાટ રાખવા તેમજ ખલીફાની જાત અને તેમના દરજ્જાનો ખ્યાલ રાખવાની ફરજ પાડશે. એ કારણોને લઇને મિત્રરાજ્યોની ફતેહ માત્ર રશિયાના ઇસ્લામીયોને લાભકારક છે એટલુંજ નહીં, બલ્કે તુર્ક પ્રજાના લાભો સચવાવા માટે પણ આવશ્યક છે."

આ વિચારો જે હું અત્યારે જાહેર કરૂં છું તે મજબુત થતા ગયા, ઇસ્લામી અંજુમનો અને વર્તમાન પત્રોમાં એ વિચારો સાફ રીતે ખ્યાન કરવામાં આવતા જેને પરિણામે લડાઇ વિરૂદ્ધના વિચારો મટી ગયા, અમે ઇસ્લામી સિપાહીઓને રાજ્યક્રાન્તિ થઈ તે પહેલાં સુધી શાંત અને ધૈર્યવાન રાખી શકયા એટલુંજ નહીં બલ્કે રશીયન ક્રાન્તિ વખતે પણ પહેલાંની માફકજ રહ્યા. પ્રજાકીય કાઉન્સીલનું એકજ ફરમાન આઠ લાખથી વધુ સિપાહીઓને લડાઇના મેદાનમાંથી પાછા બોલાવી લેવાને બસ હતું અને બોલ્શેવીઝમને કારણે આખા રશિયામાં ફેલાયલી અશાંતિ એ કામ સ્હેલાઇથી પાર પાડી શકે એમ હતું.

ખ્રિસ્તી લડવૈયાઓ બેવફા થવા લાગ્યા, પણ ઇસ્લામી યોદ્ધાઓ છેવટ સુધી મિત્રરાજ્યોને વફાદાર રહ્યા એટલે બોલ્શેવીકોએ જબરદસ્તી હથીયાર પડાવી લીધા. એક પણ મુસલમાન "રેડ આરમી" "રાતી પલટણ" માં ભરતી ન થયો અને અમે પ્રજાકીય કાઉન્સીલને કારણે કાબુ કાયમ રાખી શકયા અને મુસલમાનો છેવટ સુધી મિત્રરાજ્યોને વફાદાર રહ્યા.

મહાયુદ્ધ વખતે રશિયાના ઇસ્લામીયોએ આવું વર્તન ચલાવ્યું; પરંતુ લડાઈ ખતમ થયા પછી તેઓ કેવી આશાઓ ધરાવતા હતા?!

તેઓ લડાઈમાં ફતેહ મળતાં પોતાની કોમને ફતેહમંદ જોઈ પોતાની સ્વદેશ પ્રેમની લાગણીને સંતોષવા ઉપરાંત મિત્રરાજ્યો પાસેથી બે પ્રકારના નૈતિક બદલાઓ મેળવવા ઇચ્છતા હતા. પ્રથમ તેઓ રશિયાની કોમી

આઝાદી ઇચ્છતા હતા અને બીજું તુર્કી સાથે છુટછાટ રાખવા તથા ઈન્સાફી વર્તન ચલાવવા અને સુલ્તાનની ઈજ્જતનો ખ્યાલ રાખવાનું માગતા હતા. તેઓ ધારતા હતા કે પોતાના લાખો બચ્ચાઓને લડાઇના મેદાનમાં મિત્રરાજ્યોના બચાવમાં કતલ કરાવ્યા બાદ એવો બદલો મેળવવાના તેઓ હકદાર બન્યા હતા.

અત્યારે રશિયાના ઈસ્લામીયો કાંઈ નહીંતો પોતાની પ્રથમ આશા ખોઈ બેઠા છે, સ્વતંત્રતાને બદલે સૌથી ખરાબમાં ખરાબ અશાંતિ વચ્ચે સપડાયા છે. રહી બીજી આશા જે આખી દુનિયાના ઇસ્લામીઓ માટે એક ભારે દુઃખદાયક સવાલ રૂપ છે. તે શહેરમાંથી સુલ્તાનને કાઢી મુકવાની કોશિશો ચાલે છે જેને આખી દુનિયાના ઈસ્લામીઓ પવિત્ર માને છે. તેમજ તમે રશિયામાં દરેક જગ્યાએ એ પવિત્ર શહેરના લિથોગ્રાફીક નકશાઓ પ્રત્યેક ઈસ્લામી ઘરોમાં જોઈ શકશો જેની ઉપર કુરઆનની આયતો ખોદેલી હોય છે.

મુસલમાનો જાણે છે કે મિત્રરાજયો તુર્કી પાસેથી લડાઈનું ખરચ વસુલ કરવા માગે છે, તેમજ તુર્કો શિવાય અન્ય કોમવાળાને આઝાદી આપવાનો સધ્યારો આપે છે; પરંતુ મુસલમાનો નથી સમજી શકતા કે એવી કઇ જરૂર છે જેને લીધે તેમના ખલીફાને તેમની રાજધાની (જે બે હજાર મસ્જીદોવાળા શહેર તરીકે પ્રખ્યાત છે.) માંથી કાઢી મુકવામાં આવે છે.?!

આથી રશિયાના ઇસ્લામીયો ઉપર જે અસર પડશે તે ગંભીર હોવા સાથે મિત્રરાજયોની સત્તા અને સર્વપ્રિયતાને નુકશાન કર્તા સાબિત થશે. જો સુલ્તાન અને તુર્કોને કોન્સ્ટેન્ટીનોપલમાંથી કાઢી મુકવામાં આવે તો રશિયાના ઇસ્લામી પ્રદેશ તથા યૂરોપ અને એશિયામાં ભારે અશાંતિ ઉત્પન્ન થશે, પછી ભલે તેમ કરવામાં ગમે તેટલી સંભાળ રાખવામાં આવે અને ગમે તેટલી નરમીના ઉપાયો યોજવામાં આવે. ખચિત્ એ બનાવ રશિયાના ઈસ્લામીયો માટે એક ભારે દુઃખદાયક માતમ સાબિત થશે અને કોઇ કાળે પણ મુસલમાનો આવી ભયંકર અપ્રતિષ્ઠા સાંખી શકશે નહીં, અને દરેક મુસલમાનના મનમાં આ અપ્રતિષ્ઠા એક એવો જખમ કરશે જે ન રૂઝાએ એવો હશે તેમજ આખી ઇસ્લામી દુનિયામાં એક ભારે ઉથલપાથલ થઇ જવા પામશે.

મુસલમાનો કહેશે કે મિત્રરાજ્યો અમને શા માટે સજા કરે છે? અમેતો તેમને ફતેહ મેળવવામાં મદદ કરી હતી?! જે ઈસ્લામી નેતાઓ યુદ્ધ સમયે મિત્ર રાજ્યો તરફથી લડાઇમાં ઉતરવા મુસલમાનોને સમજાવવા બ્હાર પડયા હતા, તેઓ ખલીફાને કોન્સ્ટેન્ટીનોપલથી કાઢી મુકવાની જરૂર ઈસ્લામીયોને સમજાવી નહીં સકે. તે ઉપરાંત કોઈપણ મુસલમાન ખલીફાને કોન્સ્ટેન્ટીનોપલમાંથી કાઢી મુકવાની તરફેણ નહીંજ કરે અને ભોગ જોગે કોઈ મુસલમાન તેમ કરે તો પણ બીજા મુસલમાનો તેની વાતને કબુલ રાખશે નહીં.

અને જો તુર્કી સાથે એવી વર્તણુંક અમલમાં મુકાયતો પછી મુસલમાનોનો વિશ્વાસ મિત્રરાજ્યોમાંથી ઉઠી જવા સાથે તેમના આગલા નેતાઓમાંથી પણ તેમનો વિશ્વાસ ઉઠી જશે અને તેઓ મિત્રરાજ્યોની વિરૂદ્ધમાં પૂર્વની એકયતાની મદદ કરવા મેદાને પડશે. શું આવી સ્થિતિ ઉભી થવી મિત્રરાજ્યો માટે લાભદાયક ગણાશે?

ખાસ કરીને એવા વખતમાં કે જયારે તેમની વિરૂદ્ધમાં તરેહ તરેહની ચલવળો ઉભી થઈ છે તથા બોલ્શેવીઝમનો ભય સ્હામેજ ઉભો છે? હું જાણું છું કે મિત્ર રાજ્યો તેમની વિરૂદ્ધ ઉભી થયેલી ચળવળોને સ્હેલાઈથી દાબી શકે છે. પરંતુ ઇંગ્લન્ડ, ફ્રાન્સ, ઇટલી અને બીજા મિત્ર રાજ્યો બોલ્શેવીઝમની સાથેજ સાથે મુસ્લિમ દુનિયામાં ભારે હીલચાલ ઉત્પન્ન કરાવ્યા પછી કાંઇ ફાયદો મેળવે એ અસંભવિત છે. ભલે એથી હાલ તરતને માટે મિત્રરાજ્યોને કાંઇ નુકસાન ન થાય; પણ ભવિષ્યમાં તે નુકસાનકારક નહીં નીવડે એની શી ખાત્રી ?

આ ચળવળ એક બાજુ ઇસ્લામી આલમમાં અસંતાષ ફેલાવનારી છે ત્યારે બીજી બાજુ થોડીક સત્તાવાન બાલ્કન કોમોની પારકાનું પચાવી પાડવાની ફરજ બજાવે છે, જેઓ આખી ઈસ્લામી આલમના ખલીફાને તેના રાજયમાંથી નસાડી મુકવાના કાવત્રામાં મુખ્ય ભાગ ભજવશે, જેઓ ઉતાવળે આવ્યા હતા અને જેઓ કોઇ વખતે કોન્સ્ટેન્ટીનોપલ પચાવીજ પડશે.

હું જાણું છું કે સુલેહ કોન્ફરન્સમાં મારી અવાજ ઉપર ધ્યાન અપાય એ આશા રાખવી લગભગ ફોકટજ સાબિત થશે, છતાં યુરોપી એશિયા અને સાઇબીરીયાના પ્રતિનિધિ તરીકે ખિલાફતના મહાન ઇસ્લામી સવાલ ( જે ઈસ્લામી આલમમાં બેચેની ફેલાવી મુકનાર છે ) વિષે તેમના

સાચા અને પ્રેમ ભર્યા વિચારો અને રજુ કરવા માટે અંતઃકરણ મને પ્રેરે છે. હું ધારૂં છું કે અત્યારે હું માત્ર ઇસ્લામીઓના ભલા માટે કોશિષ કરતો નથી, બલ્કે એટલેજ દરજ્જે મિત્રરાજ્યો અને જગતની ઉન્નતિ માટે મારી કોશિષો લાભદાયક નીવડે એમ છે એક મઝહબી ફરજ તરીકે તથા દુનિયામાં સુલેહશાંતિ કાયમ રાખવા માટે હું ઇસ્લામીઓને શાંતિપૂર્વક ખુશીખતો સહન કરવા વિનવું છું; પરંતુ મુસલમાનોની શાંતતાથી તમારે છેતરાવું ન જોઇયે કેમકે એવા પ્રકારની શાંતિ પણ હોય છે જે શોરબકોર કરી મુકે છે, એટલા માટે હું મારી આ અપીલ કોન્ફરન્સ આગળ મારા આ છેલ્લા શબ્દોમાં ખતમ કરૂં છું કે યુરોપી રશિયા અને સાઇબીરીયાના ઇસ્લામીઓની માગણીઓ કબુલ રાખવામાં આવે અને સુલતાન તેમજ તુર્કોને કોન્સ્ટેન્ટીનોપલ તથા બીજા તુર્કી ઇલાકાઓમાંથી હાંકી કાઢવાનો ખ્યાલ કોન્ફરન્સ ન રાખે, કેમકે એ ખ્યાલ ઇસ્લામી નજરે જુલમી અને અન્યાયી હોવા સાથે રાજકીય દૃષ્ટિએ પણ અયોગ્ય છે તેમજ દુનિયાની સુલેહ શાંતિનો પણ અંત લાવી મુકનાર છે.”

## ક્રીમીયા.

કાળા સમુદ્રને બીજે કિનારે યુરોપના એક ખૂણામાં આ ન્હાનકડી ઇસ્લામી વસ્તી આવેલી છે, જેને રશિયન સલ્તનતના ભાગ તરીકે ગણવામાં આવે છે અને હાલમાં તે સ્વાતંત્ર્યનાં સ્વપ્ન જુએ છે. ક્રીમીયાના પ્રજામંડળના પ્રમુખ જાફર સઇદ અહમદે અમો યુરોપમાં હતા ત્યારે “મુસ્લિમ આઉટ લુક” માં ખિલાફતના સવાલની તરફેણમાં એક જુસ્સાદાર લેખ લખ્યો હતો. તેમના ધર્મપત્નિએ સ્વીટઝર્લેન્ડ ખાતે ભરાયલી ગત “અખિલ જગત સ્ત્રી કોન્ફરન્સ” માં આખી દુનિયાની સ્ત્રીઓ સ્હામે આ એક સવાલ વિષે એક દીલ હલાવી મુકનાર અપીલ રજુ કરી હતી.

આ ભાષણો ઉપરથી એ ન્હાનકડી ઇસ્લામી વસ્તીની શુભ લાગણીઓ સારી પેઠે કળી સકાય છે.

## અલબાનીયા.

આ અલ્પસંખ્ય કોમ જે યુરોપના એક પહાડી ખૂણામાં વસેલ છે, પરંતુ “લાઇલાહા ઇલ્લલ્લાહ” ની ઉપાસક હોવાથી તેની રાજકીય સ્વતંત્રતા ભયમાં આવી પડી છે.

જ્યારે બાલ્કન યુદ્ધ શરૂ થયું તે સમયે તે કોમે પોતાની સ્વતંત્રતા જાહેર કરી અને યુરોપે તેમને ઘણાક વચનો આપ્યાં, પરંતુ થોડાજ દિવસો પછી જ્યારે તેમની આંખ ઉઘડી ત્યારે તેમને પોતાના કર્તવ્ય વિષે પશ્ચાતાપ થવા લાગ્યો. ગત મહાયુદ્ધમાં મિત્રરાજ્યો પોતાની લડાઈ અને જરૂરતને કારણે જર્મની વિરૂદ્ધ ન્હાનામાં ન્હાની કોમને પણ ઉતારવા તનતોડ પ્રયાસો કરતા હતા, તેમ અલ્બાનીયા વાળાઓને વળી પાછા કેટલાક જુઠા સાચા વાયદાઓ આપી પોતાના પક્ષમાં ભેળવ્યા તેઓ બીચારા જાણતા હતા કે દસ વર્ષની મુસીબતોનો હવે અંત આવી જશે અને તેઓ સ્વતંત્ર ગણાશે; પરંતુ જ્યારે યુદ્ધનો પડદો ઉંચકાયો ત્યારે અલ્બાની મુસલમાનોને પ્રથમની પેઠેજ પોતાની ચારે તરફ મુ-સીબતોની સાંકળો લપટાયેલી નજરે પડી.

અલ્બાનીયાથી પ્રતિનિધિ મંડળ અલ્બાનીયાની સ્વતંત્રતા માગવા યુરોપ આવ્યું હતું તેના મેમ્બરો જોડે અમને ઘણીવાર મુલાકાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ડેપ્યુટેશનના વડા "મુહમદ બે કોન્ટઝા" એ ચોખ્ખે ચોખ્ખું જણાવ્યું કે "અલ્બાનીયાના ઇસ્લામીઓ હવે પોતાની આગલી સ્થિતિને યાદ કરી રડે છે." ઉસ્માની સલ્તનતને જુદે જુદે સમયે ૩૭ પ્રધાનો એ કોમે આપયાનું તેને માન મળેલું છે.

આવો, આપણે આ ન્હાનકડી પરંતુ આવી ઉપયોગી અને નામાંકિત કોમના ખિલાફતના મસઅલા વિષે શા વિચારો–અભિપ્રાય–છે તે તપાસીએ.

ફેબ્રુઆરી ૧૯૨૦ માં પેરિસ ખાતે ભરાયેલ સુલેહ કોન્ફરન્સ આગળ અલ્બાનીયા કોમના પ્રતિનિધિ "બસરી બે" એ નીચેની યાદદાશ્ત રજુ કરી હતીઃ—

"અલ્બાનીયાના પર્વત પ્રદેશના મોટા મોટા સરદારો અને આગેવાનોના હુકમથી જેઓ ઘણી લઢાઇઓ પછી ડબેરા અને સ્કુટરી વચ્ચે અલ્બાનીયામાં પાછા એકત્ર થયા છે તેમજ બીન એકત્ર અલ્બાનીયાએ જે ફેસલો કર્યો છે તે તમારી આગળ રજુ કરવા ચાહું છું.

તુર્કી સુલ્તાન (ખલીફએ ઇસ્લામ) ઉપર જે જુલમ કરવામાં આવ્યો છે એથી અલ્બાનીઆના ઇસ્લામીઓની લાગણી ઘણીજ દુઃખાઇ છે, અને મુસ્લિમ અલ્બાનીયો મહાન ફ્રેન્ચ સલ્તનત આગળ પોતાને એટલા

માટે રજુ કરે છે કે તે ખલીફાની રાજ્યધાની કોન્સ્ટેન્ટીનોપલ ઉપર જે આફત ઘેરાયલી છે તેને દુર કરવાની સૌથી વિશેષ લાયકાત ધરાવે છે. અમે ફ્રાન્સ આગળ નમ્રતા પૂર્વક માગીયે છીયે કે સૌથી પ્રથમ તે ઉસ્માની સલ્તનત જેની અમે અત્યંત ઈજ્જત કરીયે છીયે તેની જોડે વિચાર પૂર્વક વર્તવા ગ્રીસને સમજાવવાનું માથે લે.

કોન્સ્ટેન્ટીનોપલ કે જે ખલીફાનું પાયતખ્ત અને ઇસ્લામી દુનિયાનો આત્મિક વારસો છે તેને અમો પવિત્ર ગણીએ છીએ. "હિજાઝના નામના બાદશાહે" જે ખટપટ ઉભી કરી છે તેથી કાંઈ ખિલાફત ઉપર અસર થાય એમ નથી; કેમકે મુસલમાનોની ઐક્યતા રાજ્યદ્વારી નહીં, બલ્કે ધાર્મિક છે. ઇસ્લામીઓના આ ખિલાફતના કોમી મસઅલાને માન્ય રાખી તુર્કી સલ્તનતની મહાયુદ્ધ પહેલાંની સત્તા કાયમ રાખવાથી મિત્રરાજ્યો વિરૂદ્ધ ઉત્પન્ન થતી ઇસ્લામી ચળવળને અટકાવવાનો નૈતિક બંદોબસ્ત જાળવી સકાય એમ છે કે જે ચળવળ સુલ્તાન ખલીફાની કમજોરીને કારણે એશિયા અથવા આફ્રિકામાં ઉત્પન્ન થઇ શકી છે અને જે ઘણીજ ભયંકર સાબિત થવાનો દરેક સંભવ છે.

આજે આ એક એવો પ્રસંગ આવી પડયો છે કે ખલીફા અને ઇસ્લામી સલ્તનતના ધાર્મિક વડપણને ફાયદા કારક ગણી તે વડે લાભ મેળવવો જોઈયે, નહીં કે તેને બેઆબરૂ કરી તેને લાચારીએ પોતાની જીંદગી અને પોતાના રક્ષણ માટે આખરી અને જીવતોડ કોશિષ કરવા માટે તૈયાર કરવામાં આવે, કે જેનું પરિણામ અત્યંત ભયંકર અને ગુંચવણી ભર્યો નીવડે એમ છે.

તે ઉપરાંત અમો અલ્બાનીયનોએ તુર્કી સલ્તનત માટે ૩૭ વડા પ્રધાનો ( જેઓ મોટા સુલ્તાનોની પંકતિમાં ગણી સકાય ) મેળવી આપી તુર્કી ઈતિહાસ રચવામાં એક ઘણોજ મોટો ભાગ લીધો છે. એ અલ્બાની વડા પ્રધાનોએજ પુરાતન તુર્કી–ફ્રેન્ચ મિત્રાચારી પેદા કરવાની ભારે કોશિષો કરી હતી.

સ્મિર્ના કે જે ખાસ ઇસ્લામી મુલ્ક છે અને જયાંના ઇસ્લામીઓ મુસીબતમાં સપડાયલા છે ત્યાં લશ્કરી હીલચાલ કરવાને બદલે ડોકટરી મદદ પહોંચાડવી જરૂર છે............કેમકે પૂર્વમાં સુલેહશાંતિ ત્યારેજ જળવાય એમ છે.

પહેલાંના ઉસ્માની અફઘાનીઓની પેઠેજ અત્યારે પણ અમારા ગેરમુસ્લિમ દેશ બંધુઓ અમારી ધાર્મિક લાગણીઓનું માન રાખે છે જો કે અફઘાનીયા ઉસ્માની સલ્તનતની પાડોશમાં નથી છતાં તે તેનાથી બહોળા પ્રમાણમાં જોડાયેલા છે, કેમકે એ સંબંધ માત્ર ધાર્મિક લાગણીઓને આધારે છે નહીં કે રાજદ્વારી રીતે.

ફ્રાન્સે તુર્કી જોડે પોતાની જે ખરી બહાદુરીની વર્તણુંક રાખી છે તે માટે ઉપકાર માનવા સાથે અમો આ બીના જાહેર કરવાની અમારી ફરજ ગણીએ છીએ કે અમે ફ્રાન્સના ઇન્સાફીપણા ઉપર ભરોસો રાખીએ છીએ અને આશા રાખીએ છીએ કે ફ્રાન્સ તુર્કીનું એનેટોલીયા રૂપી પારણું તેમજ યુરોપી તુર્કી સરહદો તુર્કીને પાછાં અપાવશે તથા પશ્ચિમના ઇસ્લામીઓની મદદ કરશે જેમાં અફઘાનીયનો સૌથી વિશેષ હક ધરાવે છે અને જે યુરોપી છે.

સહી કરનાર આ શબ્દો ભાર પૂર્વક જણાવવા ચાહે છે કે નીચેની બે બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે :—

(૧) એ કે તુર્કી કોમ સ્વતંત્રતા વગર જીવી નથી.
(૨) અને તે પોતા પાસેથી છીનવાયલા પ્રદેશમાંથી ગુલામીથી બચવા માટે હિજરત કરીજ જાય છે.

એટલે આ ઉપરથી એજ સાર કાઢી સકાય છે કે હવે તુર્કીનો બાકીનો પ્રદેશ જુદી જુદી ઉસ્માની કોમોના છેવટના આધાર રૂપ છે એટલા માટે તે પ્રદેશ તજી દેવાનો સવાલ ખડો થતાં થ્રેસ અને એટલીજ અગત્યતા સાથે કોન્સ્ટેન્ટીનોપલ અને એનેટોલીયામાં તેઓ મેકડોનીયા જેવી સ્થિતિ કળી રહ્યા છે, એટલે કે તેઓએ ચુપચુપ તે પ્રદેશને તજવા તૈયાર થવું. આવા પ્રકારની અયોગ્ય વર્તણુંક–આવા પ્રકારનો ગેરઇન્સાફ—ભારે ગુંચવાડો ઉત્પન્ન કરશે અને તે એવા ભયંકર અસાધારણ પરિણામને નોતરનાર રૂપ સાબિત થશે જેનો કોઇથી ઇન્કાર કરી શકાય એમ નથી; તેમજ તે ગેર-ઇન્સાફી અને અયોગ્ય વર્તણુંક સારા એશિયામાં વિરૂધ્ધતાની લાગણી ઉત્પન્ન કરી મુકશે અને એશિયા સાથે આફ્રિકામાં પણ તેની અસર પહોંચશે.

અમો સહી કરનારાઓ એક સોસાયટીના સાધારણ મેમ્બર તેમજ રાજ્યદ્વારી પુરૂષો તરીકે ખાત્રી રાખીયે છીયે કે આપ સુલેહ કોન્ફરન્સની બેઠકમાં આ ઠરાવને સારા રૂપમાં રજુ કરશો.

( મુસ્લિમ આઉટલુક. નાં. ૨૦ )

## ચીન

---

ભાઇયો! હવે હું તમારી આગળ એ દેશના ઇસ્લામીઓની આ વિષેની લાગણી રજુ કરીશ જયાંના ઇસ્લામીઓનો એહવાલ ફકત આપણેજ નથી જાણતા એટલુંજ નહીં, બલ્કે દુનિયામાં તેમનો એહવાલ થોડાકજ જાણે છે, એ દેશ **ચીન** દેશ છે. ત્યાંના ઇસ્લામીઓની ખિલાફતના સવાલ સંબંધી લાગણીઓ જાણવાનો ઘણોજ થોડો સંભવ છે, છતાં સુભાગ્યે અમારી પાસે પ્રકાશના થોડાક કિરણો છે.

જેમાં સૌથી પ્રથમ ચીન પ્રજા—સંઘના પ્રમુખે મિત્રરાજયોએ ગત મહાયુદ્ધમાં જોડાવા કરેલા આમંત્રણનો જે જવાબ આપ્યો હતો તે છે. મિત્રરાજયોએ ચીનને જર્મનીના મુકાબલામાં ઉતરવા તેમજ સાથેજ સાથે તુર્કી સ્હામે પણ લડાઇ જાહેર કરી, ચીનાઈ લશ્કર મધ્ય પૂર્વમાં મોકલવા કહ્યું, પણ પ્રજાસંઘના પ્રમુખે પ્રત્યુત્તરમાં લખ્યું કે "અમારો દેશ જે પાંચ તત્વો (જાતિઓ)થી બનેલો છે, તેમાં એક મોટો ભાગ ઇસ્લામીઓનો છે જેઓ કયારેય પણ પોતાના ધર્મબંધુઓ અને ઇસ્લામી ખલીફા સ્હામે તલવાર ઉગામવા તૈયાર નહીં થાય."

ત્યાર બાદ અમને ખ્રિસ્તી મીશનરીઓ મિત્રો દ્વારા જણાયું કે તેઓમાં ખિલાફત ઇસ્લામીયા માટે પુરેપુરી લાગણી છે અને તેઓએ ચીનના ઇસ્લામીઓની એક કમીટી કાયમ કરી છે. પેરિસમાં ખિલાફત ડેપ્યુટેશને જુદા જુદા પ્રદેશના ઇસ્લામીઓની જે સભા બોલાવી હતી તેમાં ચીનના ઇસ્લામી વહેપારીઓ પણ અન્ય દેશોના ઇસ્લામી ભાઇયોને પડખે ઉભેલા જણાયા.

ભાઇયો! મધ્ય એશિઆમાં ઇસ્લામીઓનો જે શાંત સમુદ્ર હતો તેમાં હવે એક ભારે તોફાન શરૂ થયાના સમાચાર આપે વર્તમાનપત્રોમાં વાંચ્યા હશે.

## કફકાઝ, તુર્કસ્તાન અને આઝરબાયજાન.

---

કફકાઝ, તુર્કસ્તાન અને આઝર બાયજાનના ઇસ્લામીઓની લાગણીઓ અને જુસ્સો વર્તમાનપત્રો શિવાય બાકુ વગેરે સ્થળોએ મળેલી કોન્ફરન્સો અને અંજુમનોના રીપોર્ટ ઉપરથી પણ માલમ પડી આવે છે.

કફકૉઝ, તુર્કિસ્તાન અને આઝરબાયજાનના ઇસ્લામીઓમાં મિત્ર-રાજ્યો વિરૂદ્ધ જે લાગણી બોલ્શવીકોએ ઉત્પન્ન કરાવી છે, તેનું માત્ર કારણ મિત્રરાજ્યોનું અયોગ્ય વર્તન છે જે ખિલાફતના સવાલ વિષે તેઓ ચલાવી રહ્યા છે. અને એજ એક મસાલો છે જેને બોલ્શેવીકો ઘણીજ ચાલાકીથી એ ઇસ્લામી દેશોમાં પાથરી મિત્રરાજ્યો વિરૂદ્ધ મધ્ય એશિયાના એ વિશાળ વર્તુળમાં અગ્નિ ભડકાવી રહ્યા છે. એ પ્રદેશોના ઇસ્લામીઓમાં બોલ્શેવીઝમનો જેવા આનંદ અને ઉત્સાહથી સત્કાર થાય છે તેનો ભેદ લોકો મૉસ્કોમાં અનુભવવા ફાંફા મારે છે, જો કે એ તો સૌથી પ્રથમ લંડન અને ત્યારબાદ પેરિસના પ્રધાન મંડળના કારખાનાઓમાં જાહેર થઇ શકે એમ છે.

આઝરબાયજાને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી ઇ. સ. ૧૯૧૯ માં મિત્રરાજ્યો જોડે સુલેહ કરી લીધી હતી અને મિત્રરાજ્યોએ પણ તેની સ્વતંત્રતા કબુલ રાખી હતી, પણ હવે કોણ જાણે એવાતે શા કારણો ઉપસ્થિત થયાં હશે જેને આધારે ઇ. સ. ૧૯૨૦ માં નામદાર આગાખાને ઘણું ઘણું સમજાવ્યા છતાં તેણે મિત્રરાજ્યોની મિત્રતાને છેલ્લા નમસ્કાર કરી રશીયન સોવીયેટનો આશ્રય લીધો છે. આ બનાવનું મુખ્ય કારણ એ છે કે મિત્રરાજ્યો બૉસ્ફરસના કિનારે જે નિર્દયતા અને અન્યાયી રીતે ઇસ્લામી આલમની લાગણીઓને પાયમાલ કરી રહ્યા છે એ આઝરબાયજાનવાળા સાંખી ન શકયા. તોપચી યાશેફ આઝરબાયજાનના પ્રમુખ, અને મુફ્તી ઝાદોફ રિપબ્લીકના પ્રતિનિધિના એ વિષે જે વિચારો છે તે તો આપના ખિલાફત ડેપ્યુટેશનને સારી પેઠે માલુમ છેજ.

## અફગાનિસ્તાન

ઇસ્લામી દુનિયાના ઘણે આઘેના પ્રદેશોમાં ફરી આપને ત્યાંના એહ-વાલો બતાવ્યા બાદ હવે અમે આપણા પાડોશી દેશ અફગાનિસ્તાન પ્રતિ નજર નાંખીયે. અફગાનિસ્તાનના અમીરો ઉપર સુલ્તાન ખલીફાની જે સત્તા અને લાગવગ રહેતી હતી તેનો સ્હેજ ખ્યાલ નીચલા બનાવ ઉપરથી આવી જશેઃ—

ઈ. સ. ૧૮૭૭ માં અમીર શેરઅલી અંગ્રેજો વિરૂદ્ધ જીહાદ કરવા પ્રજાને કેળવી રહ્યા હતા, સરહદ ઉપર તેમનું લશ્કર એકઠું થતું હતું: એવામાં સુલ્તાન તરફથી એક પેગામચી–કાસિદ અફગાનિસ્તાન પહોંચ્યો જેણે અમીરને જીહાદ જાહેર કરતાં અટકાવ્યા.

મહુમ અમીર અબ્દુર્રહમાન તઝક (જીલ્દ. ૨. સફહા ૨૫૬) માં લખી ગયા છે:—

"ઇ. સ. ૧૮૭૭માં જયારે અમીર શેરઅલીખાન અંગ્રેજો વિરૂદ્ધ જીહાદ માટે તયારીઓ કરતા હતા, તેમનું લશ્કર હીંદી સરહદ ઉપર એકઠું થતું હતું એવામાં એક મુસલમાન દરબારમાં આવ્યો જે સુલ્તાનુલ મોઅઝઝમ ખલીફતુલ મુસ્લેમીનનો કાસિદ હતો જેણે અમીરને જીહાદ જાહેર કરતા અટકાવ્યા. એટલે પછી અમીરે સરહદ ઉપર લશ્કર એકઠું કરવાનું કામ બંધ કર્યું. સુલ્તાનના પેગામે અમીરના હૃદયમાં જે અસર કરી તે હીંદી સરકારે પણ જોયું અને જાણ્યું."

અફગાનિસ્તાનમાં ઉસ્માની સુલતાનોની ખિલાફત વિષે કેવી શુભ ભાવનાઓ હતી તેની સાબિતી માટે આ કરતાં વધુ સચોટ દલીલ કઈ હોઇ શકે ?

રશિયાએ જ્યારે અમીર શેરઅલીખાનની આવી વર્તણુંક જોઈ ત્યારે તેણે ઉસ્માની ખલીફાના ફરમાનની થયેલી અસર દુર કરવા માટે પેલા કાસિદને બનાવટી જાહેર કરવાનુંજ યોગ્ય ગણ્યું. એ ઉપરથી પણ સાબિત થાય છે કે રશિયાની નજરમાં પણ સુલ્તાનના મઝહબી વડપણનો જાદુ આવી ચાલાકીના મંત્ર શિવાય દૂર થઈ શકે એ અશકય હતું.

આજથી દસ બાર વરસ પહેલાં ટ્રીપોલી અને બાલ્કન જંગ વખતે જ્યારે મહુમ અમીર હબીબુલ્લાહખાન અફગાનિસ્તાનની ગાદીએ બિરાજતા હતા, ત્યારે અફગાનિસ્તાનના મુસલમાનોએ અને ખુદ અમીર સાહેબે પોતાની મઝહબી લાગણીઓ જાહેર કરી આર્થિક મદદ કરી હતી. તેમજ ખિલાફતે ઇસ્લામીયા તરફ જે સદ્‌ભાવના ધરાવી અમીર સાહેબે ત્યાં ભાષણો કર્યાં હતાં તે આપ સાહેબો કદાચ સારી પેઠે જાણતાજ હશો.

ગત્ મહાયુદ્ધમાં જે કાંઇ બનાવો અફઘાનિસ્તાનમાં બન્યા અને બન્યે જાય છે એ સાબિત કરી રહ્યા છે કે ખિલાફતે ઇસ્લામીયા તથા મકામાતે મુકદસાની પવિત્રતા પ્રત્યે એ ન્હાનકડી કોમના હૃદયમાં કેવી શુભ લાગણીઓ ઉછાળા મારી રહી છે. જે માણસોને અફઘાનિસ્તાનથી પ્રગટ થતાં "અમાન અફગાન" તથા "ઈત્તેહાદ મશરિકી" વગેરે વર્તમાન પત્રો વાંચવાનો સુઅવસર પ્રાપ્ત થાય છે તેઓ કહી શકે છે કે આપણા પાડોશના મુલકમાં શું થઈ રહ્યું છે.

હમણાં થોડાજ માસ ઉપર શહેરયાર ગાઝી અમીર અમાનુલ્લાહખાને પોતાના પિતાની વર્ષીને અવસરે જે ભાષણ કર્યું હતું તેમાં ખિલાફતની લડત વિષે પોતાને તેમજ તેમની કોમના વિચારો એવા પ્રકારે રજુ કરવામાં આવ્યા હતા કે ખિલાફત ડેપ્યુટેશને તે ભાષણને અંગ્રેજી, ફ્રેન્ચ, તુર્કી અને અરબી ભાષામાં તરજુમો કરી દુનિયાના ખૂણે ખૂણામાં પહોંચાડી દેવાનું યોગ્ય ગણ્યું.

સરદાર મેહમૂદ તરઝીએ મન્સૂરી કોન્ફ્રન્સ વખતે મસઅલએ ખિલાફત વિષે જે ખુલાસાવાર વિચારો જાહેર કર્યા હતા એ ઉપરથી શું સાબિત નથી થતું કે અફઘાન કોમ પોતાના બધા જરૂરી સવાલો અને જરૂરીઆતો કરતાં ખિલાફતના સવાલને વધારે જરૂરી ગણે છે, અને પોતાની પૂરેપૂરી તાકાત સાથે એ ચળવળમાં હોમાઇ છે ?

## જઝાઇરે હિન્દ ( હિન્દી ટાપુઓ. )

———o———

હીંદુસ્થાનની પાસે ન્હાના ન્હાના ટાપુઓનો એક મહા મોટો જથ્થો આવેલો છે જેમાં ત્રણ કરોડ ઇસ્લામીઓ વસે છે. તે ટાપુઓમાં સિંગાપોર, જાવા, સુમાત્રા વગેરે મશહુર સ્થળો છે. હિંદુસ્તાનની માફકજ બે સૈકા પહેલાં ડચોએ (હોલેન્ડની પ્રજાએ) એ જથ્થામાંના ઘણાખરા બેટો ઉપર કબજો કરી લીધો હતો અને હાલમાં પણ તેઓ ત્યાં જે નિર્દય રીતે રાજ્ય ચલાવે છે તેનો એહવાલ મને આ મુસાફરીમાં મળ્યો છે જેનું વર્ણન કરતાં રૂંવાટા ઉભા થઈ જાય છે. સિંગાપોરના એક મુસલમાન વિદ્યાર્થીએ મ્હને કહ્યું કે ડચો પોતાની પ્રજા ઉપર કેવા અત્યાચાર ગુજારે છે તે જાણવા માટે એક મુસાફર ત્યાં ગયો. જ્યારે તેણે એક મહોલ્લામાં જઇ તે વિષે પૂછપરછ કરી ત્યારે લોકોએ તેને એક ડોસીનું નામ બતાવી તેની પાસેથી એહવાલ જાણવાનું સુચવ્યું. જ્યારે તે મુસાફરે પેલી ડોસી પાસે જઈ એ વાતની પૃચ્છા કરી ત્યારે તેણે કહ્યું કે " તમારા એ સવાલનો જવાબ મારી પુત્રીની સ્થિતી સારી પેઠે આપશે. " એમ કહી તેણે પોતાની બન્ને પુત્રીઓને બોલાવી બુરખો મોઢા પરથી દૂર કરવા કહ્યું જ્યારે તે બાળાઓએ પોતાનો બુરખો ઉઠાવ્યો ત્યારે આહ ! એક કરૂણાજનક દૃશ્ય નજરે પડયું, તેમના ચહેરાઓ ઉપર ઘા પડેલા હતા. પેલી ડોસીએ કહ્યું " એમના સુંદર ચહેરાઓ કોઇ દુશ્મને જખ્મી કર્યા નથી બલ્કે ડચ સિપાહીઓને હાથે એમના શિયલનો ભંગ થતો અટકાવવા મ્હે પોતેજ એમ કર્યું છે. "

એવા ત્રણ કરોડ ઇસ્લામીઓની અભાગી આબાદી પણ હીંદુસ્થાનનો માફક કોન્સ્ટેન્ટીનોપલનેજ પોતાની આશાઓનું કેન્દ્રસ્થાન માને છે, જયારથી અરબસ્તાન, સીરીયા અને મક્કા તેમજ મદીના વગેરેની મસ્જીદોના મિમ્બરો ઉપર ઉસ્માની સુલ્તાનોના નામનો ખુત્બો પઢવામાં આવ્યો ત્યારથીજ એ પ્રદેશના મુસલમાનો પણ તેમની ખિલાફતને માન્ય ગણે છે.

આજથી લગભગ સવાસો વર્ષ પહેલાં એક મુસલમાન મુસાફર એ પ્રદેશમાં મુસાફરીએ નીકળ્યો હતો જે ત્યાંનો એહવાલ રજુ કરતાં લખે છે કે "અહીંના ઇસ્લામીઓ ઇસ્તમ્બોલના સુલ્તાનો માટે પોતાના ખુત્બામાં દુઆ માગે છે, તેમજ ત્યાંના એહવાલથી પણ સારી પેઠે માહિતગાર છે અને હજ કરવા માટે પણ ઘણી વખતે જાય છે."

અત્યારે પણ ત્યાંની એવીજ સ્થિતી છે. ત્યાંનો દરેક મુસલમાન પોતાની પેદાશનો સૌથી સરસ અને પ્રથમ ઉપયોગ હજ કરવામાં માને છે, અને જયાં સુધી એક માણસની લાયકાતની ફેહરીસ્તમાં "હાજી" હોવા વિષે ઇશારો કરવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તેના લગ્ન સુદ્ધાં ન થઇ શકે. એ વારંવારની મુસાફરીને પરિણામે ત્યાંના મુસલામાનોના હૃદયમાં ખિલાફતે ઇસ્લામીયા પ્રત્યેની અત્યંત ગાઢ હમદર્દી અને માન વાસ કરી રહેલાં છે. બાલ્કન જંગ વેળા ત્યાંથી ઘણું મોટું ફંડ કોન્સ્ટેન્ટીનોપલ ખાતે મોકલવામાં આવ્યું હતું, એ કાળથીજ તેમનાં મન ઇસ્લામી ઐકયતાની લાગણીઓથી છલકાયા અને તેમણે "અંજુમને શિરકતુલ ઇસ્લામ" નામની સંસ્થા કાયમ કરી જેના સભાસદોની સંખ્યા હજારોને વટાવી ગઇ છે, અને તે સભાસદો વારંવાર રાજય તરફથી કેદખાનામાં મહેમાન તરીકે રાખવામાં આવે છે.

ત્યાંથી " અલ ઇકબાલ " નામનું અરબી વર્તમાન પત્ર પ્રગટ થાય છે જેના પાનાઓ ઊપર આજકાલ ચાલુ ચળવળનો એહવાલ છપાય છે અને ઇસ્લામી દુનિયાના બીજા ભાગો પેઠે ત્યાં પણ મુશીબતોના વાદળો ઘેરા થતા ચાલ્યા છે. જો કે ગત મહાયુદ્ધમાં હોલેન્ડ હોમાયું ન હતું, અને તટસ્થ હતું છતાં ત્યાંના ઇસ્લામીઓએ એક ડેપ્યુટેશન હોલેન્ડ ખાતે એવી મતલબથી મોકલાવ્યું કે તે પોતાની ઇસ્લામી રૈયત તરફથી ખિલાફતના સવાલમાં ન્યાય આપવાને મિત્રરાજયોને સુચવે. પરંતુ જયારે

તે ડેપ્યુટેશનની આશાનો તિરસ્કાર કરવામાં આવ્યો. ત્યારે તે રાજકીય ઉથલપાથલની વિચાર સૃષ્ટિ સાથે લઇને દેશમાં પાછું આવ્યું.

આ બધા બનાવો મ્હને ત્યાંના ઇસ્લામીઓ તરફથીજ મળ્યા છે. ઇસ્લામી જગતૂના દરેક ભાગોનો એહવાલ જાણી લીધા બાદ તેના જુદા જુદા પરિણામો અને મતલબ તમે સારી પેઠે કળી શકયા હશો.

(૧) તમે જાણી ચૂકયા હશો કે ચાલુ હીલચાલે ઇસ્લામી જગતૂના દરેકે દરેક ભાગમાં એક અગ્નિ સળગાવી મૂકયો છે, ઇસ્લામી આલમનો એક પણ ભાગ એવો નથી જયાં ખિલાફતે ઇસ્લામીયા ઉપર આવી પડેલા સંકટોએ લોકોમાં કાર્યશક્તિ, કોશિષ અને મઝહબી લાગણીઓને કેળવ્યાં ન હોય. ઇસ્લામી દુનિયાની એક એક ઇંચ ભૂમિ આજે કંપાયમાન બની રહી છે અને પોતાની ભુતકાળની સ્થિતિ ઉપર પસ્તાવો કરે છે જયારે ભવિષ્યને માટે ફિકરમંદ જણાય છે.

(૨) જો તમે બરાબર ધ્યાન દઇ મારા વિચારો સાંભળ્યા હશે તો તમે પોતેજ જાણી શકયા હશો કે હિંદુસ્થાનની માફક ઇસ્લામી દુનિયાના દરેક તે ભાગો જે મિત્રરાજયોમાંના કોઈ રાજયમાં આવેલા છે ત્યાંના ઇસ્લામીઓએ ખિલાફતે ઇસ્લામીયા ઉપર આવી પડેલા સંકટોનું મૂળ કારણ પોતાની ગુલામી અને પરતંત્રતાને ગણ્યું છે અને તેમણે એ વાતનો નિર્ણય કરી લીધો છે કે જો આપણે ખિલાફતે ઇસ્લામીયાને કાયમ અને સહી સલામત રાખવી હોય અને જો પવિત્ર સ્થળો (મકામાતે મુકદ્દસા) ને રક્ષિત અને પવિત્ર રહેલા જોવા હોય તો સૌથી પ્રથમ કર્તવ્ય આપણું એ હોઇ શકે કે પરતંત્રતા અને ગુલામીમાંથી પોતાને મુકત કરાવી લઇએ અને તે સાંકળો અને બંધનોને તોડી નાખીએ, જેમણે અમને અમારા અંતઃકરણ અને ઇસ્લામી આજ્ઞા વિરૂદ્ધ અમારા ભાઇયોના લોહી વડે હાથ રંગવા માટે અમને ફરજ પાડી.

એજ વિચારો આજે મિસર, ટ્યૂનિસ, અલજીરીયા અને રશિયન મુલકોમાં પ્રત્યક્ષ ફેલાયલા છે અને એનેજ કારણે મિસરના મુસલમાનો ત્યાંની ખ્રિસ્તી હમવતન કોમ જોડે તથા પશ્ચિમના ઇસ્લામીઓ ત્યાંની યાહુદી હમવતન કોમ જોડે મિત્રાચારી કાયમ કરવા પ્રેરાયા છે.

હવે તમે જોઇ શકશો કે આજે હીંદુસ્થાનમાં જે કાંઇ થઇ રહ્યું છે તે ઇસ્લામી દુનિયામાં કાંઇ નવિન, અજાયબી પમાડનાર અને જુદું પડતું નથી. હીંદના ઇસ્લામીઓ પણ હવે પોતાની મોહનિદ્રાનો ત્યાગ કરી શકયા છે અને પોતાના રોગને કળી શકયા છે તેમજ તે રોગના ઉપચાર તરીકે તેમની નજરમાં પણ એજ ઉપાયો યોગ્ય જણાયા છે જે તેમના કરોડો ઇસ્લામી ભાઇયોને દુનિયાના અન્ય દેશોમાં યોગ્ય લાગ્યા છે.

અમો સૌએ ખુદા ઉપર ભરોસો રાખી એજ અને માત્ર એજ કાર્ય પૂર્ણ કરવું જોઇયે. ખુદા પાક સૌને ઇસ્લામી હમદર્દી અને હીંમત બક્ષે. આમીન.



# જઝીરતુલ અરબ

માત્ર જઝીરતુલ અરબ એટલે યમન, હિજાઝ અને નજદ વિષે અમને ઘણી માહિતી મળી ચુકી છે. ત્યાંના લોકોને જાણી જોઈને બ્હારના જગત્ ના વાતાવરણથી ઘણીજ સંભાળપૂર્વક બચાવવામાં આવે છે. છતાં જીભ વગરના–મુંગા – "અલકિબલા" (પેપર) ને આધારે અને ક્યારેક મિસરી અને તુર્કી પેપરો દ્વારા કેટલોક એહવાલ માલમ પડી જાય છે, અને તે ત્યાંની આંતરિક સ્થિતિ વિષે ખરો અનુમાન બાંધવા માટે પુરતો છે.

સૌથી પહેલાં તમારે જાણવું જોઇયે કે આરબોને ખિલાફત વિરૂદ્ધ બળવો જગાડવા માટે કેવી રીતે ઉશ્કેરવામાં આવ્યા. ભરોસાપાત્ર આરબો એ અમને એ વિષે જણાવ્યું કે મિત્રરાજ્યોએ હિન્દના ઈસ્લામીયોને આપેલા વચનનો ભંગ કરી અરબસ્તાનના દરીયાઈ કિનારાઓને ઘેરો નાંખ્યો અને મિસર તથા હીંદુસ્થાનથી ત્યાં જતો અનાજ અટકાવ્યો. એવી રીતે તેમને ઉસ્માની સલ્તનત જોડેનો સંબંધ તોડવા માટે મજબુર કર્યા. કાવત્રાના પ્લાન મિસરના એલચીખાનામાં ઘડાયા અને આરબોને તથા ખાસ કરીને શરીફ હુસેન અને ફેસલને ઝાંઝવાના જળનો મોહ લગાડયો અને તેઓના મનમાં એવું ઠસાવી દીધું કે જો તેઓ ઉસ્માની સલતનત સ્હામે બળવો જગાવે તો બ્રિટન તેમને દરેક રીતે મદદ આપશે અને અરબસ્તાનમાં ફરીથી એક નવો હારૂન રશીદ શરીફ હુસેન અથવા ફેસલના રૂપમાં જાહેર થશે.

ટુંકમાં એટલુંજ કે આમ અરબોને ભૂખે મારીને અને ખાસ ખાસ માણસોને એક મહાન અરબી શહેનશાહીનું સ્વપ્ન દેખાડી બળવો જગાડવા તૈયાર કર્યા, પરંતુ જયારે સુલેહ થયા પછી નાટકનો પડદો ઉચકાયો ત્યારે જણાયું કે:—

"ખ્વાબ થા જો કુછ કે દેખા, જો સુના અફ્સાના થા."

હવે બન્ને પક્ષના તે માણસો જેઓ આ કાવત્રામાં જોડાયલા હતા, ખરી બીનાઓને ઉઘાડી પાડી રહ્યા છે. બ્રિટન તરફથી કર્નલ લોરેન્સ અને સર ફ્રાંકસ તથા આરબો તરફથી 'અલ-કિબલા' 'અલ-ફ્લાહ' અને 'અલ-મિનાર' ભેદોને પ્રકાશમાં મૂકી રહ્યા છે.

અમે તો એ દેખાડવા માગીએ છીયે કે શરીફ હુસેનના ખાનદાને બ્રિટનની હયઅતનાક શક્તિથી જે હિજાઝી આરબોને ડરાવી ધમકાવી ચુપચુપ

રાખ્યા છે તેઓ આજે પણ સુલતાન અને ઉસ્માની સલ્તનત માટે રડી રહ્યા છે. દર વર્ષે હિજાઝની પવિત્ર ભૂમિથી જે હાજીઓ પાછા આવે છે તેઓ એ બનાવો જાહેર કરે છે. આમ અરબો અગાઉની પેઠેજ સુલતાનની ખિલાફત ને માન્ય રાખે છે એજ કારણને લીધે લાચારીએ શરીફ હુસેનને "અલકિબલા" માં પોતાના સરકારી બ્યાન રૂપે છાપવું પડયું કે " હું ખિલાફતનો દાવેદાર નથીજ, બલ્કે ખિલાફત ઉપર તો તેનોજ હક ગણાય જેને બધા દેશોના ઇસ્લામીઓ ખલીફા તરીકે માને. અમને ખલીફાના ખાનદાન જોડે કાંઇ પણ લેવા દેવા નથી, બલ્કે અમારો વિરોધ "અંજુમને ઇત્તેહાદો તરક્કી" (ઐકયતા અને ઉન્નતિ પરિષદ) સ્હામે છે. અમે ઉસ્માની ખિલાફત પ્રત્યે અગાઉજે લાગણી ધરાવતા હતા તેવીજ અત્યારે પણ ધરાવીએ છીયે. '

સપ્ટેમ્બર સને ૧૯૨૦ માં જયારે અમારૂં ડેપ્યુટેશન ઇંગલન્ડથી હીંદ પાછું ફરતી વખતે મીલાનો (ઇટલી) પહોંચ્યું, ત્યારે અમીર ફેસલ ત્યાંજ હોવાના સમાચાર મળ્યા એટલે અમે એ તકને ન ગુમાવતાં ૫૦ કે ૬૦ માઇલસ્‌ની મુસાફરી મોટરમાં કરી એક ગામડીયા હોટલમાં જઈ તેને મળ્યા. દોઢ બે કલાક સુધી વાતચીત ચાલી જે દરમિયાન તેણે ચોખ્ખી અને સ્પષ્ટ રીતે ઇકરાર કર્યો કે "ખિલાફતના સવાલમાં અમે દુનિયાના અન્ય ઇસ્લામી ભાઇયોથી જુદા પડતા નથી તેમજ ઉસ્માની ખિલાફત પ્રત્યે અમારી શ્રદ્ધા અને પ્રેમ કાયમ છે. જે કાંઈ અણબનાવ થવા પામ્યો છે તે માત્ર 'અંજુમને ઇત્તેહાદો તરક્કી' સાથે થયો છે જેણે સલ્તનત ઉપર પોતાનો કબ્જો કર્યો છે."

ઈ. સ. ૧૯૨૧ ના જુન માસમાં જયારે ફેસલ "માલ્વા" સ્ટીમર મારફતે યૂરોપની મુસાફરીયેથી પાછો ફરતો હતો તે વેળા કેટલાક હીંદ પ્રત્યે લાગણી ધરાવનાર હીંદી મુસલમાનો એજ સ્ટીમર ઉપર તેની સાથે સફર કરતા હતા, તેમણે તેની જોડે મુલાકાત કરી ખિલાફતના મસઅલા બાબત તેના વિચારો જાણવા માગ્યા. એટલે તેણે ઘણીજ સફાઈ પૂર્વક કહ્યું કે "અલહમ્દો લિલ્લાહ, કે દુનિયામાં એવા કાંઇ પણ બનાવ બનવા પામ્યો નથી જે અમારી ખલીફા પ્રત્યેની શ્રદ્ધાને ચળાયમાન કરી મૂકે, અમને જે કાંઈ શિકાયત છે તે માત્ર એક જુઠી મંડળી "અંજુમને ઇત્તેહાદો તરક્કી" ના મેમ્બરોથી છે, બાકીના સૌ તુર્કો અમારા ભાઈ છે અને આજે પણ તમે જોઈ સકો છો કે અરબ સરદારો અને અરબ લશ્કરીયો તુર્કોની માતૃભૂમિના રક્ષણ કાજે તુર્કોને પડખે ઉભા રહી ગ્રીસ સ્હામે યુદ્ધમાં ઝઝૂમે છે."

છેવટમાં તેણે ખાત્રી અપાવી કે મક્કા શરીફ પહોંચ્યા બાદ તે પોતાના બાપ અને ભાઇયો સાથે મળી સૌના તરફથી આખા જગત સ્હામે અને ખાસ કરીને મુસલમાનો સ્હામે પોતાની સાહીયો સાથનો એવો ખુલાસો રજુ કરશે કે "તેઓ ખિલાફતનો દાવો ધરાવતા નથી, બલ્કે ઇમાનદારી સાથે યકીન ધરાવે છે કે માત્ર સુલ્તાનુલ મોઅઝ્ઝમજ યોગ્ય ખલીફા છે."

(ઇસ્લામિક ન્યૂઝ. ૨૩ જૂન ૧૯૨૧.)

અમીર ફેસલ અથવા તેના પિતાનું આ બાબતમાં કેવું વર્તન છે એ જાણવાની અમને જરૂર નથી, અમેતો એ જોવા માગીયે છીયે કે દેશના આમ અરબોની લાગણીઓ કેવી છે, તમે જાણીને ખુશ થશો કે તેમની લાગણીઓ અમારા જેવીજ છે.

હિજાઝના બંડખોર શરીફ શિવાય અરબસ્તાનમાં બીજી પણ બે મોટી તાકતો છે, એક યમન ના ઇમામ, અને બીજી નજદના શેખ. તમે એ સાંભળીને હયરત પામશો કે એ બન્ને અરબ ઉમરાવો જે ગત મહાયુદ્ધ પહેલાં વારંવાર સલ્તનતે ઉસ્માનીયા વિરૂદ્ધ બંડ જગાડતા; પરંતુ યુદ્ધ વેળા તેમણે પોતાની વફાદારી બરાબર રીતે કાયમ રાખી અને અત્યાર સુધી આપવામાં આવતી લાલચો અને ફરેબમાં લલચાયા કે ફસાયા વગર પોતાની વફાદારીને કંલક લાગવા દીધા નહીં.

યમનના અરબ મુસલમાનો મહાયુદ્ધ વેળાએ મિત્રરાજ્યો સ્હામે બરાબર લઢતા રહ્યા, અને આઝાદી તથા દ્રઢતા–નિર્ભયતાની જે ભેટ મિત્ર રાજ્યો તેમની આગળ રજુ કરતા હતા તેને લાત મારી દીધી. યુદ્ધવિરામ પછી જ્યારે ઉસ્માની સલ્તનતે પોતાના કાર્યક્રમ અને પાર્લામેન્ટની વ્યવસ્થા બીજી વાર દુરસ્ત કરી અને સભાસદો વગેરેની નવેસરથી ચુંટણી કરી ત્યારે યમન તરફથી પણ એક સભાસદ કોન્સ્ટેન્ટીનોપલ મોકલવામાં આવ્યો અને યમનના ઇમામે સુલ્તાનને નામે એક પત્ર લખી સેંકડો માઇલને અંતરેથી એનેટોલીયા ખાતે પોતાની વફાદારીનો પેગામ પહોંચાડ્યો.

અમારૂં ડેપ્યુટેશન યૂરોપની મુસાફરીએથી પાછા ફરતી વખતે મસ્સૂઅ (યમનની બરાબર સ્હામે આફ્રીકાને કિનારે આવેલ શહેર) પહોંચ્યું, ત્યારે ત્યાં કેટલાક યમની નવજવાનો જોડે મુલાકાત થઇ, તેમના જુસ્સાદાર ભાષણો, એનેટોલીયાના લશ્કરમાં જોડાવાની તેમની આશા, અભિલાષા તેમજ ઇસ્લામી ઐકયતા વિષેની તેમની એકરારી અત્યારે પણ

મનમાં એક પ્રકારની આનંદ હેલી વર્ષાવે છે. અમે મુસાફરોને તેઓ જે પ્રેમ અને ઇઝઝતની નઝરે જોતા અને વારંવાર ગાઝી મુસ્તફા કમાલ-પાશાની ફતેહના બનાવો વિષે જે બારીકીથી સવાલો પૂછતા તે એમના હૃદયના વિચારોને જાહેર કરવા માટે પુરતું હતું. એમના કહેવા પરથી અમે જાણ્યું કે યમનના મુસલમાનો હિંદના ઇસ્લામીઓ માફક માત્ર થોડાક રૂપીયાની કુરબાની આપી છુટા થયા નથી, બલ્કે પોતાના જીવન સુખોનો ભોગ આપી રહ્યા છે.

નજદના શેખનો એહવાલ ટાઇમ્સના ખબરપત્રીના બયાન પરથી જણાઇ આવશે, જેણે હમણાં જ જાન્યુઆરી ૧૯૨૨ માં બ્રિટિશ કાવત્રાઓને પ્રકાશમાં મૂકયા છે. તેણે બતાવી આપ્યું છે કે દરેક પ્રકારની લાલચો અપાયા છતાં નજદનો શરીફ તુર્કી સલ્તનતને પૂરી રીતે વફાદાર રહ્યો, અને શરીફ હુસેન સ્હામે તેણે સખ્ત હુમ્લાઓ કર્યા હતા. એટલે સુધી કે જો બ્રિટન શરીફને પડખે ન હોત તો શરીફનું કાટલું કયારનુંએ ઘડાઈ ચૂકયું હોત.

## પેલેસ્ટાઇન.

એ પવિત્ર સ્થળોનો તે ભાગ છે જેને જઝીરતુલ અરબથી જુદો પાડી બ્રિટનની દેખરેખ તળે યાહુદી મુલક બનાવવાનો ઈરાદો કરાયો છે. એ મુલકમાં બ્રિટનની સત્તા સ્થપાયાને ઘણાં વર્ષો થયાં. પરંતુ અત્યાર સુધી ત્યાં સુલેહ શાંતિ સ્થપાવા પામી નથી.

એ એક એવો પ્રદેશ છે જયાંની રાજકીય ક્રાંતિ જગતની ક્રાંતિના કારણ રૂપ નીવડી છે જેને વિષે ઇતિહાસના પાનાઓ આપણને સારૂં જ્ઞાન અપાવે છે. જમીન ઉપર ભલે સ્હેજ સ્હાજ શાંત વાતાવરણ પથરાય પરંતુ સમુદ્રને તળીયે જે હીલચાલ થઈ રહી છે તે ઉઘાડી આંખ્યોને અજાણ્યું નથી. આખા પ્રદેશમાં છુપા મંડળો કાયમ થયા છે જે બ્રિટન વિરૂદ્ધ સખ્ત હીલચાલ ચલાવી રહ્યા છે.

હમણાંજ ફેબ્રુઆરી (સને. ૧૯૨૨)માં પેલેસ્ટાઇનથી પાછા આવી લોર્ડ નોર્થકલીફે લંડનના વર્તમાન પત્રોમાં ખુલાસો બહાર પાડયો છે કે "અત્યારે ચાર લાખ ઇસ્લામીયો પેલેસ્ટાઇન ઉપર ચઢાઈ કરવા તૈયાર છે"

ગયે વર્ષે પેલેસ્ટાઈનનું જે ડેપ્યુટેશન ઈંગલેન્ડ ગયું હતું તેણે હીંદુસ્થાનથી ઈંગલેન્ડ ગયેલા બીજા ડેપ્યુટેશન જોડે મુલાકાત કરી જે લાગણીઓ પ્રદર્શિત કરી તે લાગણીઓ લંડન ખાતે હિન્દી, અફઘાની અને પેલેસ્ટાઈનનાં ડેપ્યુટેશનોને અપાયલા ખાણા વખતે પેલેસ્ટાઇનના ડેપ્યુટેશનના સરદાર **મૂસા કાઝિમ** પાશા અલ-હુસૅનીએ આપેલા ભાષણ ઉપરથી પ્રત્યક્ષ જણાઇ આવે છે. તેમણે પોતાના ભાષણમાં કહ્યું કેઃ—

"અરબસ્તાન, સીરીયા, ઇરાક, પેલેસ્ટાઇન અને આફ્રિકામાં એવો એક પણ અરબ નથી જે હિઝ ઇમ્પીરીયલ મૅજસ્ટી સુલ્તાન વહીદુદ્દીનનેજ ફકત પોતાનો સાચો ખલીફા માનતો નહોય. શરીફ હુસૅન અને એના બેટા અમીર ફૈસુલે પણ જાહેર ઢંઢેરામાં સુલ્તાન વહીદુદ્દીનને ખલીફા તરીકે માન્ય રાખ્યા છે. ખિલાફત ખરેખર ઇસ્લામી ઐકયતાનો પાયો છે જેને જીભ અને રાજ્યકીય હીલચાલો તોડી સકે એમ નથી."

છેવટના ભાષણમાં તેમણે કહ્યું કેઃ—

અમો ઇસ્લામીયોની આલમગીર ઐકયતા આ ખિલાફત ઉપરજ આધાર ધરાવે છે. ભૂગોળની હદો અને રાજયકીય સબબો ઇસ્લામીઓને જુદા જુદા ભાગોમાં વહેંચી આપે છે, પણ ફકત ખિલાફત એક એવી ચીઝ છે જે આવા જુદાપણા છતાં તેમને આંતરિક સંબંધ અને ભાઇચારાની સાંકળ વડે એકત્ર બનાવે છે. એ જાણે એક ઇમારત છે જેના જુદા જુદા ઓરડાઓમાં અમો જુદા જુદા પ્રદેશોના ઇસ્લામીઓ આબાદ છીયે. જો એ ઇમારતના કોઇ ઓરડાને અથવા તેના અમુક ભાગને તોડી પાડવામાં આવે અથવા કમઝોર કરવામાં આવે તો આખી ઇમારત પડી ભાંગે. એટલા માટે આ સમયે બધી ઇસ્લામી કોમોએ એક બીજાને પડખે ઉભા રહેવું ઘટે છે. *

## મોરોક્કો.

———o———

ઉત્તર આફ્રિકાની એ મહાન ઇસ્લામી હકુમત જે દોઢ કરોડ ઇસ્લામીયોને આશ્રય આપે છે તેની હયસીયત રાજ્યદ્વારી નઝરે જોતાં એવા પ્રકારની છે કે સ્પેનની દિશામાં તેના દરીયા કિનારાનો તેમજ પહાડી પ્રદેશ જેને રીફ નામ આપવામાં આવ્યું છે તે સ્પેનના કબ્જામાં છે અને બાકીનો

* મુસ્લિમ સ્ટાન્ડર્ડ તા. ૧ સપ્ટેમ્બર સને. ૧૯૨૧

મુલક ફ્રાન્સના તાબામાં એક નામના સુલતાનને હસ્તક છે. એતો એની જાહેર સ્થિતિ થઇ પણ અંદરખાને જોતાં આખો દેશ ફ્રાન્સ અને સ્પેનના અત્યાચારોથી અત્યંત અકળાઇ ગયો છે. અરબ કબીલાઓ સારી પેઠે સમજી ચુકયા છે કે યૂરોપની હથિયારબંધ શક્તિઓ સ્હામે આગલા ઝમાનાની માફક માંહોમાંહેનો કુસંપ અને બળવો કેવા પ્રકારની મૂર્ખતા છે. અને હવે તેઓ નવા ઝમાનાના શિક્ષણને આધારે દેશની ખરી આઝાદી મેળવી આપવા પ્રયાસ કરે છે.

ફ્રાન્સમાં મોરોકકોના સુલતાન મોલાઈ યૂસુફના હાજિબ (આ ઓહદો વઝીરની બરાબર છે.) શેખ તહામી જોડે મારી મુલાકાત થઇ ત્યારે તેમણે એવા એહવાલો કહી સંભળાવ્યા કે એ પુરાણા દેશ માટે મારા હૃદયમાં ઉમંગો ઉભરાવા લાગ્યા.

જયારે અમે પહેલ વહેલાં ફ્રાન્સની ભૂમિ પર પગ મૂકયો ત્યારે લોકોએ અમને એવી ખબર આપી કે "ખિલાફતનો દાવો ફ્રાન્સના દરબારમાં કબુલ નહીં થાય; કેમકે ફ્રાન્સના તાબાના ઉત્તર આફ્રીકન પ્રદેશમાંથી અલજ્ઝાઇર અને ટયૂનિસના ઇસ્લામીઓ જો કે ઉસ્માની ખિલાફતને માન્ય ગણે છે પણ બાકીના પ્રદેશના માલકી મઝહબના મુસલમાનો તેને માન્ય નથી ગણતા, બલ્કે તેઓ ખુદ મોરોકકોના સુલતાનને ખલીફા માને છે."

ત્યાર બાદ તા. ૧૧ ઓગષ્ટે (સ. ઈ. ૧૯૨૦) અમારા ડેપ્યુટેશને જયારે ફ્રાન્સના વડા પ્રધાન લોર્ડ મિલરાન જોડે મુલાકાત લીધી ત્યારે તેણે પણ ઉપલી બાબત વાતચીત દરમિયાન રજુ કરતાં કહ્યું કે "ખિલાફતના મસઅલામાં ફ્રાન્સ બે બાજુએથી ઘેરાયલો છે, કેમકે અડધો દેશ ઉસ્માની સુલતાનને ખલીફા માને છે જયારે બાકીનો અડધો મુલક મોરકકોના સુલતાનને ખલીફા ગણે છે."

જોકે વડા પ્રધાને અમારી માફક હસ્તા હસ્તા આ વાત કહી, પરંતુ એ વિષે પુરેપુરી માહિતી મેળવવાની મારી આકાંક્ષા વધતીજ ગઇ. એવામાં એકાએક વેશીની હોસ્પીટલમાં ખાસ મોરકકો નિવાસીયો જોડે મુલાકાત થઇ ત્યારે જણાયું કે અગાઉ મોરોકકોના સુલતાને જયારે મોરોકકોની સલતનત તાકાતવાન હતી ત્યારે ખિલાફતનો દાવો કર્યો હતો, પરંતુ હવે તો એવું કાંઈ પણ નથી. હવે તો યૂરોપી હુમ્લાઓએ માંહોમાંહેના કુસંપનો અંત આણ્યો છે. અહમદ નામનો મોરોકકોનો એક મુસલમાન કે જે "દારે બયદા" માં સરકારી ઓહદેદાર હતો તેણે ઘણાજ જોશ સાથે મને કહ્યું "હે મૌલાના!

અમારા મુલકમાં ન તો સિપાહીયોની ખોટ છે ન તો ખજાનામાં કમી છે. જો કાંઇ પણ ન્યૂનતા હોય તો તે માત્ર એક "અનવર" (ગાઝી અનવર-પાશા)ની છે." એ શબ્દોની અસર મારા મગજ ઉપર અત્યાર સુધી બાકી છે.

મોરોક્કોનો ફ્રેન્ચ પ્રદેશ આજકાલ બીજો મિસર બનતો જાય છે, નવજવાનોમાં નવી લાગણીઓ વધુને વધુ ઉભરાતી જાય છે, તુર્કીના સવાલે તેઓમાં પણ ભારે હીલચાલનું સ્વરૂપ પકડયું છે અને તેને કારણે તેઓ ઇસ્લામી ઐકયતાની સાંકળની એક વધુ કડી બનવાની તૈયારીમાં છે.

તુર્કીના બાબમાં ફ્રાન્સે જે ખોટી પોલિસી ગ્રહણ કરી છે તેને કારણે ત્યાંના ઇસ્લામીઓ ઘણાજ છંછેડાયા છે અને ભારે હીલચાલ ચલાવી રહ્યા છે. મોરોક્કોની છુપી બાતમીયો જે ફ્રાન્સના વર્તમાનપત્રોમાં પ્રગટ થઈ છે તેમણે ફ્રાન્સને ગફલતની ઉંઘમાંથી જગાડયો છે, તેણે જાણી લીધું છેકે જો તુર્કીને રાજી કરવામાં નહીં આવે, તો મોરોક્કોના ઇસ્લામીઓનો ગુસ્સો વ્હોરી લેવો પડશે. ફ્રેન્ચ લેખક મોંશ્યો પોરીના લેખનો ઉતારો આગળ આવી ચૂકયો છે તેનું એક વાકય ફરીથી વાંચોઃ—

"ટયૂનિસ બલ્કે મોરોક્કો સુદ્ધામાં જે હીલચાલ ચાલી રહી છે એનું પરિણામ એ હોઇ સકે કે ભવિષ્યમાં ફ્રાન્સનો વડો પ્રધાન તુર્કીના સવાલ બાબે લૉઇડ જયોર્જની બેવકુફી ભરેલી પોલિસીની અંધ બની પયરવી ન કરે."

મોરોક્કોના રીફ પ્રદેશના ઇસ્લામીઓમાં પણ એજ ઇસ્લામી હિલચાલની લહેરો ઉઠે છે જે આખી દુનિયાના ઇસ્લામી દેશોમાં ઉછાળા મારી રહી છે. અમીર મુહમ્મદ બિન અબ્દુલકરીમ કે જેણે સ્પેનની યુનિવર્સિટી (વિદ્યાપીઠ) માં શિક્ષણ લીધું છે તેની સરદારી હેઠળ રીફના અરબ કબીલાઓ જે બહાદુરી ભર્યા પરાક્રમો કરી બતાવે છે તે વર્તમાન પત્રોને આધારે આપ જાણી સકયા હશો. ગણ્યાગાંઠયા અને લઢાયક સરસામાન વગરના અરબોએ લાંબા કાળથી સ્પેને પાથરેલી જાળને તોડી નાંખી અને હવે તેઓ એક સ્વતંત્ર ઇસ્લામી રાજયની સ્થાપના કરવામાં રોકાયા છે. અમીર મુહમ્મદનો એ હ્રદય ભેદક અને રોમાંચકારક પત્ર જે રીફની "જમીઅતે મુહમ્મદીયા" તરફથી દુનિયાના ઇસ્લામીઓને નામે તા. ૧૫ સપ્ટેમ્બરે (સને. ૧૯૨૧) લંડનથી પ્રગટ થતા 'મુસ્લિમ સ્ટાન્ડર્ડ' પત્રમાં પ્રગટ થયો છે તેના એક એક શબ્દમાં ઇસ્લામી દુનિયાની બેદારીનું ભવિષ્ય ભાખવામાં આવ્યું છે અને તેના એક એક અક્ષર પરથી આલુ હાલતની થયેલી અસર પ્રત્યક્ષ થાય છે.

# બાલ્કન મુસલમાનો

—o—

યૂરોપના એક ખૂણામાં આવેલો આ પ્રદેશ સદીયો થયાં મુસલમાનોના લોહી વડે તૃપ્ત થતો આવ્યો છે, અત્યારે કોમી, મઝહબી અને વ્યકિતગત આઝાદીનો ઢંઢેરો આખા યૂરોપમાં ગલીએ ગલીએ ભારે ગર્જના સાથે પોકારવામાં આવે છે, ત્યારે યૂરોપના આ ખૂણામાં મધ્યકાળ (*Middle ages*) ની મુસીબતો અત્યારે પણ પોતાનો અમલ ચલાવી રહી છે.

રૂમાનીયા, સર્વિયા, બલ્ગેરીયા, મેસીડોનીયા અને થ્રેસના ઇસ્લામીઓને અગ્નિ અને તલવારથી શહીદ કરવામાં આવે છે.

શું એ વાત દુનિયાની અજાયબીઓમાંની એક ન ગણાય કે બધી ઇસ્લામી સ્વતંત્ર સલ્તનતો પાસે સચ્ચાઇ અને હકને નામે ઝબરદસ્તી કબુલ કરાવવામાં આવે છે કે તેઓ પોતાની અલ્પ સંખ્ય ખ્રિસ્તી વસ્તીના હકોને બરબાદ ન કરે; પરંતુ બીજી તરફ એમની નજરો સ્હામે એ ખ્રિસ્તી રાજ્યોમાં અલ્પ-સંખ્ય ઇસ્લામી કોમોને અત્યંત જુલમી રીતે નાબુદ કરવામાં આવે છે, છતાં ઇન્સાફ પસંદ અને અદલના દાવેદાર તટસ્થ યૂરોપના ગળામાંથી એક શબ્દ સરખો પણ નીકળતો નથી.

રૂમાનીયામાં એક લાખ ત્રીસ હજાર મુસલમાનો આબાદ છે, બલ્ગેરીયા, સર્વિયા અને બાકીના બાલ્કન પ્રગણાઓની વસ્તી પણ એ ઉપરથી આંકી સકાય. થ્રેસ ઉપર યૂનાને (ગ્રીસે) કબ્જો કરી તેને ખિલાફતથી અલગ કરવાનો વિચાર કર્યો, ત્યારે ત્યાંના ગરીબ અને અપંગ મુસલમાનોએ એ અત્યાચારને ચુપચુપ સહન ન કરતાં જબ્બર તૈયારના કપાયલા બાજુઓ ઉપર ભરોસો રાખી જીહાદ જાહેર કર્યો.

૧૮ મી જુલાઈ (સને. ૧૯૨૦) એ પેરિસ ખાતે તુર્કી પાર્લામેન્ટના માજી પ્રમુખ અહમદ રઝા બેના મકાન ઉપર થ્રેસના બે પ્રતિનિધિઓ જોડે મુલાકાત થઈ. તેમની અફસોસનાક હાલતનું વર્ણન સાંભળી હીંદી ડેપ્યુટેશનના રૂંવાટા ઉભા થઈ ગયા, હૃદય ભરાઇ આવ્યું. એમણે આશા અને નિરાશા વચ્ચે અત્યંત દિલ પીગળાવનારા શબ્દોમાં કહ્યું "શું હિંદુસ્થાનના ઇસ્લામીઓ અમારી કંઈ મદદ નથી કરી સકતા?" એમે કહ્યું "વ્હાલા ભાઇયો! ફક્ત ખુદા ઉપર ભરોસો રાખો."

એમણે અમારા કહેવા પ્રમાણે ખુદા ઉપર ભરોસો રાખ્યો અને હવે અમે ૧૯૨૨ના ફેબ્રુઆરી માસની ખબરો ઉપરથી જોઈ સકીયે છીયે કે થ્રેસના ઇસ્લામીઓની સખત વિરૂદ્ધતાને કારણે થ્રેસ ખાતેના ગ્રીક લશ્કરમાં બળવો જાગ્યો છે.

અમને સૌથી વધારે ફીકર તો એ હતી કે કોન્સ્ટેન્ટીનોપલથી મળતી મદદ બંધ થતાં બાલ્કન મુસલમાનોના મઝહબી શિક્ષણ અને નીતિ તથા ઇસ્લામીયતના જીવનનો અંત ન આવી જાય!! પરંતુ ત્યાંના ઇસ્લા-મીઓએ બ્હારની મદદની પરવાહ કર્યા વગર પોતાના પગ ઉપર ઉભા રહેવાની હીંમત ધારણ કરી છે એ જાણીને ઘણીજ ખુશી પેદા થઇ.

એ બધા મુસલમાનો જાતિએ તુર્ક છે અને તુર્કીના સુલ્તાનનેજ પોતાનો ખરો ખલીફા માને છે. એ રાજ્યો જોડે તુર્કી સલ્તનતે જે સુલેહ કરી છે એમાં એક અગત્યની શરત એ છે કે ત્યાંના ઇસ્લામીઓ મઝહબી રીતે ખલીફાના હુકમને માન આપશે.

નિરાશ્રિત પરંતુ જુસ્સાદાર બાલ્કન મુસલમાનો ખિલાફતના સવાલ માટે કેવી કેવી ભારે કુરબાનીઓ આપી રહ્યા છે અને થ્રેસના મુજાહિદોને કેવી આર્થિક તેમજ લશ્કરી મદદ છુપી રીતે આપી રહ્યા છે એ અમે જાણી સકયા છીયે. ૧૯૨૨ ના ફેબ્રુઆરી માસમાં એવા સમાચાર મળ્યા છે કે સર્વિયા તથા અન્ય બાલ્કન પ્રગણાઓના ઇસ્લામીઓએ ભેગા મળી પોતાની સ્થિતિને સુધારવા માટે એક કોન્ફરન્સની સ્થાપના કરી છે. ખુદાપાક તેમને મદદ આપે. (આમીન.)

## મધ્ય એશિયા.

———()———

(બુખારા, ફરગાના, ખીવા, દાગસ્તાન, આઝરબાયજાન અને કોકેશીયન રાજ્યો.)

એ પ્રદેશ ઇસ્લામી જગતનો એ ભાગ છે જેણે ઇસ્લામના સેંકડો બહાદુર રણધીરો અને રણશૂરવીરો ઉત્પન્ન કર્યા છે, જેમણે અનેક દેશોમાં પોતાની સત્તા જમાવી; પરંતુ અગીઆરમી સદી હિજરીની શરૂઆતથી તે પ્રદેશ ન્હાના ન્હાના રાજ્યોમાં વ્હેંચાઇ ગયો અને અંતે પોતાની આઝાદી ગુમાવી રશિયન જુલ્મી પગો તળે છુંદાયો.

ગત મહાયુદ્ધ વેળા ઇસ્લામી દુનિયાને જે નુકસાન થયું તેથી હું કાંઇ અજાણ્યો નથી, છતાં એ ઉઘાડા સત્યને પણ ઢાંકપીછેડો ન કરી શકાય કે યુદ્ધને કારણે રશિયામાં જે ક્રાંતિ થવા પામી તેને પરિણામે એ સંખ્યાબંધ ઇસ્લામી રાજ્યો નવજીવન પ્રાપ્ત કરી શક્યા. જો કે મધ્ય રશિયામાંની થોડીક રિયાસતો પોતાના અસ્તિત્વને સલામત રાખવામાં નિષ્ફળ નીવડી, જેવી કે કાઝાન અને સાઇબીરીયા; પરંતુ બુખારા, ખરગાના, ખીવા, દાગસ્તાન અને આઝરબાયજાને પોતાની હસ્તી તલવારને બળે સાબિત કરી બતાવી છે, અને હવે તેઓ સ્વતંત્ર છે.

એ સૌમાં આઝરબાયજાન દરેક પ્રકારની ઉન્નતિ અને જુદી જુદી ચીજોની ખાણોને લીધે આર્થિક સ્થિતિમાં સૌથી આગળ પડતી રિયાસત છે. છતાં અમારી પાડોશમાં આવેલો, પોતાની ભૂતકાળની ઇલ્મી અને રાજ્યદ્વારી ઉન્નતિ તથા જાહોજલાલી વાળો પ્રદેશ બુખારા છે.

બુખારામાં અગાઉ પણ એક અમીર રશિયાનો ખંડીયા તરીકે હતો, ત્યાં પણ નવી રશિયન શાળાઓ સ્થપાઇ હતી અને એ નવા શિક્ષણે અમારે ત્યાંના હાલના નવું શિક્ષણ પામેલાઓની પેઠે ત્યાં પણ એક નવો પક્ષ કાયમ કર્યો છે જેને જુના જમાનાના લોકો જદીદી (નવો) કહે છે અને તે પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે. રશિયન ક્રાંતિ પછી જુની અને નવી પાર્ટીઓ વચ્ચે માત્ર જીભ વડે લડાઇઓ થઈ એટલુંજ નહીં બલ્કે તલવાર અને બંદુકોનો ઉપયોગ થયો.

જુનો અમીર વફાદાર પક્ષનો હીમાયતી હતો અને તે દેશને પોતાની દડપશાહીની દમનનીતિ વડે દુઃખસાગરમાં દટાયલો જોવા માંગતો હતો, જેમાં તેને પહેલ વહેલાં સફળતા મળી પણ પાછળથી નવા પક્ષે હુમ્લો શરૂ કર્યો અને અમીરને પદભ્રષ્ઠ કરી એક પ્રજા સત્તાક રાજ્યની સ્થાપના કરી જે હજી સુધી કાયમ છે, અને દેશને નવા રાજ્ય વહીવટને યોગ્ય બનાવવામાં ગુંથાયા છે.

આ કામ બુખારાના ત્રણ હજાર વિદ્યાર્થીઓએ એક નવજવાન દોલતમંદ સોદાગરની મદદ વડે પૂર્ણ કર્યું, અને અત્યારે પણ એ કમીટીના મેમ્બરોજ એ સ્વતંત્ર રાજ્યને દોરી રહ્યા છે. એ પ્રજા સત્તાક સલ્તનતના પ્રમુખ ખ્વાજા ફેઝુલ્લાહ બિન ઉબેદુલ્લાહ છે.

ટુંકમાં એટલુંજ કે બુખારા પણ ર
આલમમાં ફેલાયલી ઇસ્લામી ચળવળમાં
સાથે બારોબાર સંબંધ સાંધી એલચી
સ્થાની મુસલમાનો થોડા લાખ રૂપીય,
મલકાઇયે છીયે અને પોતાને ફરજ મુકત થયેલા ... ય
એશિયાના ઇસ્લામીઓએ માત્ર રૂપીયાની થેલીઓ ન આપતાં પોતાની
જીંદગી અર્પણ કરી છે, અને અત્યારે પણ ત્યાંથી નવજવાન મુસલમાનોના
કાફલાઓ લાંબી મુસાફરીની મુસીબતો સહન કરી એનેટોલીયાના મેદાનો
માં પહોંચે છે. હમણાં હમણાં દમિશ્કથી પ્રગટ થતા **"ફતીઉલ અરબ"**
ના ફેબ્રુઆરી સને ૧૯૨૨ ના અંકને આધારે તમને એ ખબરો પુરી પાડવા
માં આવી છે કે બુખારી મુજાહિદીનો નો એક કાફલો એનેટોલીયા ખાતે
પહોંચી ગ્રીકો સ્હામે બહાદુરીથી જંગ કરી રહ્યો છે.

**આઝરબાયજાન** ની પ્રજા સત્તાક સલ્તનત જે સેવાઓ બજાવી રહી
છે તેના ભણકારા કોઇ કોઇ વેળા રૂટરના તાર સમાચારોમાં પણ સંભળાઇ
આવે છે. એજ સલ્તનત એક એવો પુલ છે જયાં બોલ્શેવીસ્ટ રશિયા અને
કમાલી તુર્કો એક થયા છે.

ત્યાંની પ્રજા સત્તાક સલ્તનત પોતાના ટુંક રાજયકાળમાં ૫૦ હજાર
કેળવાયેલા સૈનિકો મેળવી સકી છે. આખા દેશમાં પ્રાથમિક શાળાઓ,
વિદ્યાલયો, છાપખાનાઓ અને વર્તમાન પત્રો ચાલુ કરવામાં આવ્યા છે.
રાજયદ્વારી નજરે દેશમાં બે પક્ષ પડેલા છે એક "અંજુમને ઇત્તેહાદ"
અને બીજો "અંજુમને મસાવાત." પહેલો પક્ષ મિત્રરાજયો તરફ સહાનુ-
ભુતિ બતાવે છે જયારે બીજો પક્ષ બોલ્શેવીક રશિયાનો તરફદાર છે; છતાં
ખિલાફતના મસઅલા માટે કોઈ પણ પક્ષને મતભેદ નથી તેમજ તેની
જોખમદારીઓનો પણ કોઇને ઇન્કાર નથી અને ત્યાંથી પણ મુજાહિદોના
ટોળેટોળાં બીન સરકારી રીતે એનેટોલીયા ખાતે જાય છે.

**દાગસ્તાન**માં જોકે શીઆ લોકો ઘણા બહોળા પ્રમાણમાં વસે છે, છતાં
તેઓ પણ આમ ઇસ્લામી ચળવળથી બે પરવા નથી. ચાલુ ચળવળે શીઆ
સુન્ની બેઉને એકત્ર બનાવ્યા છે એ જોઇને ફક્ત આનંદ થાય છે એટલુંજ
નથી, બલ્કે ઇસ્લામના ઉજ્જવલ ભાવિ વિષે પણ ખાત્રી થઇ જાય છે.

ર પોતાની સ્વતંત્રતા ટકાવવા માટે
લડી રહ્યું છે. તે પ્રજાસત્તાક રાજ્યનો

. આખો મધ્ય એશિયા બોલ્શેવીક ઉથલ-
પાથલન ... ફુરસદના લીધે ઘણાજ ટુંક સમયમાં "ઇસ્લામી ભાઈચારો" અને "તૂરાની એક સંપી" ની લાભકારક ચળવળને ફતેહ-મંદ સાબિત કરી સકયો છે. એ સૌ રાજયો સારી પેઠે જાણે છે કે તુર્કી સહતનતની મજબુતી અને શક્તિ વિના રશિયાની પાડોશમાં રહી નિર્ભય જીવન ગાળવું એ અસંભવિત છે.

એજ વિચારને પરિણામે તૂરાની મુજાહિદોની ટુકડીઓ હંમેશા એનેટોલીયાની મદદે તૈયાર નજરે પડે છે.

હમણાંજ કારસના એક અમીરે એક હવાઈ વિમાન તુર્કીને ભેટ કર્યો છે. અનવરપાશાના "ગુપ્ત લશ્કર" નું નામ કયારેક વર્તમાનપત્રોમાં બોલાય છે એતો સૌ કોઇ જાણે છે; પરંતુ એ ગુપ્ત લશ્કર કયું? એ લશ્કર તે આપણા મધ્ય એશિયાના તૂરાની મુસલમાન મુજાહિદોનુંજ બનેલું છે. આરમીનીયનોનું ભેજું ઠેકાણે લાવવા માટે 'કરા બકર બે'ની જે ટુકડી ઉભેલી જણાય છે તે ટુકડીમાં કયા લોકો છે? તે આ મુલકોના ખિલાફતના જાંનિસારોજ છે.

હમણાં ફેબ્રુઆરી સને ૧૯૨૨ના પેપરોમાં એવી ખબર છાપવામાં આવી છે કે "મધ્ય એશિયામાંથી છ હજાર તુર્કમાનો એનેટોલીયા ખાતે પહોંચ્યા છે"



સુંદર

તથા

બહુજ જ

આપ.

---

આ પ્રેસનો કુલ નફો ખિલા[illegible]

ઉપયોગ કરવા

'ધી સેન્ટ્રલ ખિલાફત કમીટી'

ને સોંપવામાં આવે છે એટલે અમો આશા રા[illegible]

કે ખિલાફત પ્રત્યે લાગણી ધરાવનારા હરેક ભાઈઓ

પોતાનું હરેક કામ આ પ્રેસમાજ છપાવશો.

---

મળો અગર લખો:—

મેનેજર

ખિલા[illegible]

